શ્રી

# करुणा वज्रायुध नाटक.

જૈન ધર્માચાર્ય

श्री मन्महा कवि बाळचंद्राचार्यनु

રચેલું તે

(મૂળ સંસ્કૃત ઉપરથી)

ગુજરાતી ગદ્ય પદ્યમાં

गोसाइ नारायणभारती यस्वंतभारतीए

રચ્યું તે

અમદાવાદ

ખાડીયામાં હિતેચ્છુ પ્રેસમાં પટેલ જેશંગ
મૂળજીએ છાપ્યું.

સમ્વત્ ૧૯૪૨. ઈ. સ. ૧૮૮૬.

આવૃત્તિ પહેલી.

કીમ્મત આઠ આના.

# વિજ્ઞપ્તિ.



આ કરૂણા વજ્રાયુધ નામનું નાટક વિક્રમ સં. ૫૮૫ના વખતમાં જૈનમત દીપાવનાર ખપુરી ગચ્છમાં પ્રખ્યાતી પામેલા મહાન્ પંડિત "શ્રી હરિભદ્રસૂરિ" જેણે ૧૪૪૪ પ્રકરણો અને ૮૪ હજાર આવશ્યક વૃહદ્વૃત્તિઇત્યાદી ગ્રંથો રચ્યાછે, તે પંડિતના ચરણ કમળ વિષે રહીને કવિતા કરવાની ઉત્કંઠા ધરનાર શ્રીમાન્ મહા પંડિત "બાળચંદ્રાચાર્ય"નું રચેલુંછે.

આ નાટકમાં કરૂણારસ પ્રાધાન્યછે એટલુંજ નહિ પણ ચાતુર્યતા અને સુંદીર વાકય રચના વડે શ્રોતાજનોને પ્રમોદ પમાડનાર અને શ્લેષ, ઉત્પેક્ષા, વિરોધાભાસ ઇત્યાદી અળંકારો રૂપી રત્નોથી ગુંથાએલા હારે ગુજરાતી ભાષા રૂપી અજ્ઞાતયોવના નાયકાના હૃદયને કોઈ દિવસ સોભાવ્યું નહિ હોય એમ જાણીને મારા અન્તઃકરણમાં ઉમંગ થયો, પણ સંસ્કૃત જેવો પ્રૌઢભાષામાં રહેલું ગાંભીર્યપણું તથા ગદ્ય અને પદ્યની રચના સાથે અર્થ ચમત્કૃતીના ચીતરેલા ચિતારનો બોધ મારા જેવા અનભ્યાસી અને ભરતશાસ્ત્ર અથવા નાટયપ્રકરણ એ શું વસ્તુ છે? તેનાથી તદ્દન અજ્ઞાન છતાં એક કવિના કહેવા પ્રમાણે હાલમાં પુસ્તકો રચવાના ચાલેલા ગાડરિયાપ્રવાહ મુજબ મેં પણ કરેલું છે.

दोहरो.

सूर, सूर तुरछी शशी, उडगन सम कवि ओर;
अबके कवि खद्योत सम, चमकत ठोराहि ठोर.

સદરહુ નાટકનું ગુજરાતીમાં એક વિદ્વાન શાસ્ત્રીની મદદવડે ટાંચણ કરીને આદ્યમાં જે પ્રસ્તાવના છે તે મૂળ વૃત્તમાં નહિ રાખતાં વૃત્ત ફેર કરેલાં છે, કારણ કે, આ મારો પ્રથમનો ઉદ્યોગ હોવાથી સંસ્કૃત વૃત્તમાં જેટલો સમાસ થાયછે તેટલો સમાસ ગુજરાતી ભાષામાં મારાથી લાવી સકાણો નહિ, એટલુંજ કહિને બેસી રહેવું તે ઠીક નહિ પણ ખરી હકીકતો એવીછે કે, મેં કાંઈણ અભ્યાસ કરેલો નથી, તેમજ પિંગળના નિયમો જોયા નથી તેથીજ સંસ્કૃત જેવું વીકટ ને અટપટું વન પસાર કરવા મારી મંદ મતીએ હોમ્મત ધરી નહિ, પણ જેમ જેમ બાળકની પેઠે એક પગ મુકીને બીજો પગ ઉપાડતો ચાલ્યો, તેમ તેમ મારૂં મન અતી આનંદ પામવા લાગ્યું અને પ્રસ્તાવના પુરી થયા પછી સંસ્કૃતમાં જે વૃત્ત છે તેજ વૃત્તમાં તેટલાજ અર્થમાં ગુજરાતી ભાષાએ, કેટલાક દોવશે ભાષાન્તર પુરૂં કર્યું. તોપણ હું નથી ધારતો કે, કસાએલા સૂર્ય સમાન વિદ્વાનો આગળ આ ખદ્યોત ઉદ્યોત પામે!! કેમકે શબ્દોની સંકળના, અને વાકયોની ગોઠવણી હાલમાં નવાં રચાતાં કાવ્યો જેવી થઈ નથી, એટલુંજ નહિ પણ ઉત્તરાર્દ્ધ ભાગમાં બે વૃત્ત ફેર કરીને બે ચોપાયા અથવા મરાઠી ચાલની સાખિયો કરવી પડીછે. બાકી તો સંસ્કૃત ગદ્ય પ્રમાણે ગુજરાતીમાં ગદ્ય અને પદ્ય પ્રમાણેજ પદ્ય રાખેલાં છે.

આ નાટક એકલા જૈન સમુદાયને સમજવા માટે છે એમ નથી પણ વાંચનાર સર્વ આલમને આનંદ આપનાર અને દયાનો જેને બોધ છે તથા જેને બોધ નહિ હોય તેને પણ માંગલ્ય છે, કેમકે તેમાં લેશ માત્ર અનીતિનો ભાગ નથી.

ભાષાન્તર કર્ત્તા.



# नाटक त्रिअङ्की.

## પાત્ર.

| | |
|---|---|
| કળહંસ. / કળકંઠ. | નૃત્યકાર. |
| કરૂણાવજ્રાયુધ | મહા વિદેહક્ષેત્રની રત્નસંચયા નગરીનો રાજા. |
| પુરૂષોત્તમ | રાજાનો મંત્રી. |
| નારંગક | રાજાનો હજુરી ચાકર. |
| વિદૂષક | મશ્કરી કરનાર, મશ્કરો. |
| મંજેરિક | ચોબદાર. |
| શ્યેન | બાજપક્ષી. |
| પારાપત અથવા પારાવત | કબુતર અથવા પારેવું. |
| સ્થૂળપાદ | રસોઇઓ. |
| પુરૂષ | રાજાનો ચાકર. |
| દેવી | રાજાની રાણી લક્ષ્મીવતી. |
| પ્રિયંવદા | રાણીની દાસી. |
| પ્રથમ દેવ. / બીજો દેવ. | ઇંદ્રની સભાના રહેનાર દેવો. |
| પ્રથમ વૈતાળિક. / બીજો વૈતાળિક. | કવિઓ અથવા ભાટ. |

# करुणा वज्रायुध नाटक.



## अंक पेहेलो.

## પ્રસ્તાવના*



### પાત્ર*

સૂત્રધાર.............................. નાટકનો મુખ્ય.
નટ.............................. નાટ્યકામ દેખાડનાર.

### मङ्गळाचरण.

**મનહર.**

વંદે દેવ [1]વૃન્દ સદા [2]આદિનાથ સેવ્ય મહા,
કરૂણા [3]વિટપી [4]કંદ શિવાનંદ નેમી છે;
[5]પારાવાર સંસારના વિસ્તારના રક્ષા રૂપ,
તેજ વામાનંદ મુજ પાર્શ્વનાથ સ્વામી છે;
[6]જળનિધિ જગે જે અબુધ પાપ જાળે ડુબે,
નામ [7]નાવે તારે તેને શાન્તિનાથ નામી તે;
[8]શ્રેય આપે કાપે પાપો [9]જિનપતિ સભાસદો,
સુખી રે'જો સદા જેણુ રંગભૂમો પામી છે. ૧

---

૧ સમૂહ અથવા ટોળું. ૨ ઋષભદેવ પ્રથમ તીર્થંકર ભગવાન્. ૩ વૃક્ષ. ૪ મૂળ. ૫ સમુદ્ર. ૬ સમુદ્ર. ૭ ઝાઝ અથવા વહાણ. ૮ કલ્યાણ. ૯ તીર્થંકર.

[મંગળાચરણ થઇ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરીને આનંદમાં નિમગ્ન થઇને ચારે તરફ જોઇને]

**સૂત્રધાર**—અરે! પ્રાતઃકાળ થયો હોય એમ દેખાયછે!

## आर्यागीति.

પર ઉપકારો કરવા, ઉદય થાયછે [1]કમળનાથ પોતે;
જગ [2]અપદોષ[!]જ કરવે, [3]ઇન્દુ છુપવા શૂન્ય. [4]ગુહાગોતે. ૨
અપરાધ તણિ લઇ માફી, મુખમાં જાણે [5]ઉપાન લઇજાતો
કલંકના બાને તે, તેજહીન થઈ મલિનપણે થાતો. ૩

### મનહર.

પ્રભાકર ઉદે પામે જુવો! પૂર્ણ કિર્ણવડે,
ત્રણ લોકમાંથી અંધકાર લાગ્યો નાસવા;
અહા! ચક્રવાક [6]દ્વંદ વિયોગના પાપે કરી,
પડેછે [7]નિશેશ [8]કરે તેથી લાગ્યો ત્રાસવા;
સ્વામીના વિયોગે દિશા [9]વધૂ [10]તમ વસ્ત્ર ઓઢી,
[11]વિલાપ રૂપે તે રોતી અતી પતી પામવા;

---

૧ સૂર્ય. ૨ દોષરહીત આ શબ્દમાં શ્લેષ છે. અપ, એટલે વિના દોષ એટલે પાપ. અને બીજી રીતે અપદોષા એટલે રાત્રી રહીત કરવા માટે સૂર્ય ઉદય થાયછે.

૩ ચંદ્રમા. ૪ ગુફા. ૫ પગમાં પહેરવાનો જોડો અથવા ખાસડું.

૬ જોડું ચકવા ચકવીનું. ૭ ચંદ્રમા. ૮ હાથ અથવા કિરણો. ૯ સ્ત્રીઓ દિશારૂપી. ૧૦ અંધારૂં. ૧૧ વીલાપ, આ શબ્દ શ્લેષયુક્ત છે. વિ+લાપ, વિ=વિહંગમ એટલે પક્ષીઓ. આલાપ એટલે ગાયન અથવા બોલવું.

સૂર્ય ભગવાન્ ઉદય થતાની વખતે ચંદ્રની દિશારૂપી સ્ત્રીઓ અંધારારૂપી વસ્ત્ર ઓઢીને વિહંગોના આળાપ રૂપે પતીને પામવા માટે રોતી હોય એવી ઉત્પ્રેક્ષા કરીછે.

ધૈર્ય ધરો કે'તો આસત્રાશના કરીને રવી,
પાપ્રકર્મ બાળવા તે લાગ્યોછે પ્રકાશવા. ૪

વળી,

તમ નિધિ રૂપે શોષતાના શેષ ભાગે જાણે,
૧જળ જનો એવી જન છાયા દરશાયછે;
ત્રાંબાની નુતન ઝલ્લરીના જેવો રવિ ભાસે,
કુટયા ઢોલ ચર્મવત ચંદ્રમા દેખાયછે;
મોતીઓ મુંઝાવા લાગ્યાં દીપકો બુઝાવા લાગ્યા,
તારા તેજ તુટવે પ્રભાત પરખાયછે;
માનુનિયો ગીત ગાય, ઋષી ગંગજળે ન્હાય,
ખગો વાણી વદિ વદિ ખૂબ હરખાયછે. ૫

[વર્ણન થઇ રહ્યા પછી પરિક્રમણ કરીને બન્ને હાથ જોડીને]

અહો! સભાસદો, તમો એકાગ્ર ચિત્ત રાખી મારૂં વિનયપૂર્વક આ વચન સાંભળવા કૃપા કરો.

**મનહર.**

પ્રગટ વંશ +પ્રાગવાટ પારવાર જેવો તેમાં,
ચંડપ પ્રથમ નર *રાકેશ સમાન છે;
તેનો જે તનુજ ચંડ પ્રસાદ પ્રતાપવાન,
†વસુધા શોભાવનાર સોમ અભિધાન છે;
સોમનંદ ત્રણ તેમાં મોટો ગુણી મલ્લદેવ,
લઘુ ભ્રાત વસ્તુપાળ જગમાં પ્રાધાન્ય છે;
સંજ્ઞામાં કનિષ્ટ પણ સર્વ શિરે ઇષ્ટ જેવો,
તેજપાળ કલ્પ વૃક્ષ કંદના સમાન છે. ૬

---

૧ જળ માણસ. અંધારારૂપી સમુદ્ર, તે શોષતાં બાકીના ભાગે જેવાં જળમનુષ્યો દેખાયછે તેવા રૂપે માણસોની છાયા દેખાયછે.

+પોરવાડ અથવા પોરવાળ. *ચંદ્રમા. †પૃથિવી.

વળી,

નાવ રૂપે વસ્તુપાળ ૧ઉદધિ ૨આગમો તરયો,
મધુથકી મિષ્ટ રસે ૩મગ્ન થઈ રહ્યો છે;
પાપ ચોર થકી ચળે ધર્મ ધ્વજે સ્થિર થાય,
ચંડપના કુળમાં તે ચંદ્ર તુલ્ય કહ્યો છે;
બાંધ્યો ઈંદ્ર મંડપને રોકી ગતિ રવીતણી,
પૂર્વજોની પ્રતમાઓ થાપ્યે હર્ષ થયો છે;
નેમીનાથ પાર્શ્વનાથ પ્રાસાદનિ પ્રભા દેખ્યે,
જાણે યશ૪પુંજનો સંદેહ સાચો લહ્યો છે. ૭

ગુર્જર ધરાધિરાજ મહારાજા શ્રી વીરધવળની સભાના પ્રધાનોમાં મુખ્ય, જેણે સુવર્ણરૂપી પર્જન્યધારાકારે વિહદ વર્ષાવી, યાચકોને હમેશને માટે ખુસી મનાવી છે; તથા અતુળ જુસ્સાથી પોતાના ભુજ બળવડે શત્રુઓના પરાક્રમોનો શંકોચ કરીને નિર્દોષ ધર્મનાં આચરણ રૂપી ચાતુર્યતાવડે કળીયુગ વિષે સતયુગનો વિસ્તાર પમાડયો છે, અને પ્રત્યેકસ્થાને થતાં દેવમંદિરો માટે ઘડાતા પાષાણો ઉપર વાગતા ટાંકણાઓના ટણત્કારરૂપી ઠક્કાર (અ

---

૧ સમુદ્ર. ૨ શાસ્ત્રો. ૩ ડુબી રહ્યો છે, વિરોધાભાશ અલંકાર થાયછે કારણ કે, વસ્તુપાળ નાવરૂપે શાસ્ત્ર રૂપી સમુદ્ર તરી ગયો અને તે શાસ્ત્રોના મધુથકી મીઠા જ્ઞાનરૂપી રસમાં ડુબી ગયો!!

(વસ્તુપાળે પાટણ, ખંભાત અને જેસળમેર આદી કેટલાક શેહેરોમાં અગણીત પુસ્તકોના ભંડારો કરાવ્યા છે તથા જૈનમંદીરો, શિવાલયો, વિષ્ણુપ્રાસાદો, અને મહજીદો, તથા કુવા, તળાવો, અને વાવ્યો કરાવેલાં છે તેને કોઇપણ ધર્મથી વિરૂદ્ધપણું નહતું. વસ્તુપાળ, તેજપાળ ચરિત્ર અને વસ્તુપાળ પ્રબંધમાં એવી બાબતોનો બહુ ઓતાર આપેલાછે.) ૪ ઢગલાનો સંદેહ થયો હોય! યસરૂપી.

ભિચાર અથવા મારણ) મંત્ર બળેકરી પિશાચરૂપી કળીને દુર કર્યો છે; એટલુંજ નહિ પણ વિવેકમાં બ્રહસ્પતી સમાન્ અને અષ્ટમીના ચંદ્ર જેવું વિશાળ છે ભાલ જેનું તેના ચરિત્રનું વર્ણન કરવું અશાકય છે એવા પ્રતાપી વસ્તુપાળે હાલના પ્રકરણ માટે મને આજ્ઞા કરીછે કેઃ—

ભગવાન્ શત્રુંજય ગિરિના મુકુટ મણી સમાન્, અને કેવળ જ્ઞાનરૂપી નિર્મળ એવા દર્પણ વિષે ત્રૈલોકયમાં રહેલા પદાર્થો ભાસમાન્ થાય છે જેને, એવા પુરૂષોમાં ઉત્તમ મહારાજા "નાભીરાજ"ના પુત્ર જે કે યુગના આદીમાં વ્યવહારનો ઉપદેશ કરનાર દેવાધિદેવ જેની સેવાને ઈચ્છનારા અને સર્વ સુર અસુરો પોતાના કિરીટની મણીઓ જેના ચરણની કશોટીરૂપી આંગળિયો ઉપર ઘસવે ચંદ્ર કાન્તિમય નખોની ઉજ્વળતા થએલી છે તે અપાર સંસારરૂપી સમુદ્રવિષે ડુબતા પ્રાણિયોના વૃન્દને સેતુ સમાન છે, એટલુંજ નહિ પણ કામદેવને જીતનાર એવા પ્રથમ તિર્થંકર ભગવાન્ સંબંધી દેવલોકમાં ગવાએલો તથા જિન મતમાં પ્રસિદ્ધ થએલો એવો કરૂણા રસમય કોઈ પ્રબંધ તારે રચવો.

કારણ કે, લોકોમાં જાણીતી વસ્તુ ઉપર વિશેષ પ્રિતિ રહેતી નથી પરન્તુ નુતન વસ્તુ પ્રત્યે વધારે રૂચી થવે તેમનાં મન પ્રફુલ્લિત થાયછે, માટે ચંદ્રના કિરણ જેવો ઉજ્વળ અને સુંદર જેની રચના છે એવા એક પ્રબંધવડે જેમણે આ સભામાં વિરાજી શાભાને દીપાવીછે એવા સભાસદોના મનને રંજન કરવા ઈચ્છા રાખુંછું.

[સૂત્રધાર પોતાનાં નેત્રો મીચીને કાંઇ વિચાર કરેછે, એટલામાં નટ પ્રવેશ કરી તેના સામુ જોઇને)

**નટ**—અહો! આર્ય, તમારૂં ચિત્ત ચિન્તામાં નિ—

મગ્ન થયું હોય એમ શ્યા કારણથી જણાય છે?

**સૂત્રધાર**—(નેત્રો ઉઘાડીને) અહા! મારા પરમ વિદ્વાન મિત્ર, આપ પધારયા? ચાલો બહુ આનંદ થયો! પણ હું આપને વિનન્તિ કરૂંછું કે, જિનમતમાં પ્રસિદ્ધ અને કરૂણારસથી ભરેલો એવો કોઈ નુતન પ્રબંધ આપના જાણવામાં હોયતો કહો, કે જે વડે હું આ સભાસદોની કૃપા મેળવું.

**નટ**—આર્ય, શ્રી દેવેન્દ્ર ગુરૂવે પોતાના હસ્તકમળ વડે પોતાની ગાદી ઉપર સ્થાપિત કરેલા, જે કે જગતનું કલ્યાણ કરનારા એવા ભદ્રેશ્વર સૂરીના પટ્ટ (પાટ) રૂપી આકાશને દીપાવનાર સૂર્ય સમાન્ તથા પ્રતીવાદી રૂપી દીતીના પુત્રો (દૈત્યો) ને મર્દન કરનાર વિષ્ણુ સમાન્ તથા શ્રી માન્ અભયદેવ સૂરીએ જેની પ્રતીષ્ટા કરેલીછે, તેણે અતુળ બુદ્ધિના બળવડે દેવગુરૂ (બ્રહસ્પતી)નો પણ તિરસ્કાર કરેલોછે એવા "હરિભદ્રસૂરી"ને તમે ઓળખોછો?

**સૂત્રધાર**—(આશ્ચર્ય પામીને).

## हरिगीत वृत्त.

+સાહિત્ય રૂપી સાગરે ઘેરાઈ છે જે સર્વથા,
ષટ્ તર્ક રૂપી ખડ્ગથી ષટ્ ખંડ કીધા છે તથા;
નાના પ્રકારનિ લક્ષણા, એ [1]દુર્ગ [2]દુર્ગમ વેષ છે,
મુનિ વૃન્દ લેછે શરણ એ, વિદ્યા અનંતા બેશ છે.૮

---

+ આ પાદમાં શ્લેષ છે તે એવો કે સાહિત્યવડે વિદ્યા, અને સાગરવડે પૃથિવી; ઘેરાએલી છે. તેના છ તર્કવડે છ ખંડ (જૈનમતે ભરતખંડના છ ખંડછે) કરયા છે, તથા વિદ્યાના છ ખંડ છ શાસ્ત્રોને કહ્યા છે. અને અનેક પ્રકારની લક્ષણાઓ જેના વિષમ કીલ્લા છે ૧ કીલ્લો. ૨ વિષમ. ૩ પૃથિવ.

## આર્યાગીતિ.

અભ્યાસી મુનિયો છે, તેમાં તે છે શ્રેષ્ટ ચક્રવર્તિ;
જાણે નહિ કુણ તેને, જેને થઇછે અરૂપિની પ્રાપ્તિ. ૯

## મનહરછંદ.

[1]પીયૂષનો ત્યાગ કરી ધરી પિવા પ્રીતિ જેને,
તેથી રોમ ઉભાં થઈ સ્તંભ [2]વપુ થયાં છે;
[3]સુધા જેવાં વાકયો જેના સુરેન્દ્રાદિ પીને પછી,
શેષ ભાગ શશિ કચરામાં નાંખી ગયા છે;
સત્ય છે સન્દેહ નથી તર્કથી તપાશી જુવો,
છુપાવાનાં યત્નો પ્રતિપક્ષે હજી રહ્યાં છે;
જેના ગૌર યશે જગ ગૌર થયું તેથી જાણે,
વિયોગનિ બીકે ઉમા અરધાંગે થયાં છે. ૧૦

**નટ**—હા, તેજ (હરિભદ્રસૂરી) છે, જેના ચરણાર વિંદ વિષે કવિતા કરવા ઉત્કંઠિત ભ્રમર સમાન્ શ્રીમાન્ "બાળચન્દ્રાચાર્ય" નો રચેલો જે સર્વ જગતનુ હિત કર્તા અને સર્વ જનના પુન્યની વૃદ્ધિ કરનાર એવો "કરૂણા વજ્રાયુધ" નામનો પ્રબંધ છે!

**સૂત્રધાર**-(હર્ષથી).

## દોહરા.

જયમ [4]શંખાયુધનુ ચરિત, અતુળ બાળ રચનાર;
ત્યમ નાટય કામે અમે, કુશળપણું ધરનાર. ૧૧
સાંભળવા ગુણિ પ્રેમથી, સભાજનો તૈયાર;
ઉદે કલ્પ તરૂ પામતાં, આપ્યું ફળ નિરધાર. ૧૨

---

૧ અમૃત. ૨ શરિર. ૩ અમૃત. ૪ વજ્રાયુધ.

**નટ**–હે આર્ય, પૂર્વે મહાપ્રતાપી થયેલા નૃપોના ચરિત્રો રચવાનાં કષ્ટોવડે જેઓના ચિત્ત ગ્રસ્ત થએલાં છે, એવા કવિયોને આ રચવામાં શું સ્વાર્થછે? તે તું કહે; અને સ્વાર્થ ન હોય તો તેમણે આ શ્રમ લેવો કેવળ વ્યર્થ છે.

**સૂત્રધાર**–એમ નહિ કારણ કે,

## शार्दूलविक्रीडित.

આરંભે શુભ કામ જે જન મહા તે અન્ય માટે ખરે
ઉગે છે સવિતા સદૈવ જગમાં શું સ્વાર્થ તેને અરે;
વૃદ્ધિ થાય પરોપકાર કરતાં સત્પુર્ષને પુન્યની,
તે પુન્યે વશ [1]ઇન્દિરા ઝટ થશે [2]કાર્મણ્ય બીજું નથી. ૧૩

(નેપથ્યમાં અવાજ થાય છે.)

## દોહરો.

કામધેનુને કલ્પ તરૂ, ચિન્તામણિ શું થાય?
તું બોલે તે સત્ય પ્રિય, પુન્યતણા પર્યાય. ૧૪

(કાન માંડીને સાંભળ્યા પછી)

**સૂત્રધાર**–અરે! નર્તક લોકોએ તો ગાયન શુરૂ કરવા માંડયું માટે હવે આપણે પણ ચાલો આપણું કામ આરંભિએ.

(બંને જાયછે, ત્યાર પછી કળહંસ અને કળકંઠ ઉપરનો દુહો ગાતા આવેછે).

(ઇતિ પ્રસ્તાવના).

---

૧ લક્ષ્મી, ૨ જાદુ અથવા વશીકરણ મંત્ર.

# करुणावज्रायुध नाटक.

## प्रथम अंक.

## પ્રવેશ ૧ લો.*

### સ્થળ રંગભૂમી.

### પાત્ર*

કળહંસ અને કળકંઠ.

### विष्कंभक.

**કળકંઠ**–સખે કળહંસ, તું કહેછે તેમજ છે. સાંભળ,

### દોહરો.

પૂર્વજન્મનું પુન્ય, તે કામણ વશ કરનાર;
ખેદયુક્ત શ્રમ કાં કરો, વૃથા આળપંપાળ. ૧૫

**કળહંસ**–સખે કળકંઠ, તારૂં વચન સર્વને સત્ય માનવામાં આવેછે તેજ રીતે આ ફળ (વજ્રાયુધ નાટક) પણ પૂર્વના પુન્યેજ મળેલુંછે. જુવો!

મંગળાવતી વિજય નામની પૃથ્વિરૂપી સ્ત્રીના મુખ વિષે તિલક સમાન "રત્નસંચયાનગરી"ના પતિ મહારાજા "ક્ષેમંકર"ના કમળરૂપી કુળ વિષે સૂર્ય સમાન તેજસ્વી, જેણે ચોરાશી લક્ષ હસ્તિઓસહ (ચતુરંગીસેના) ચારે દિશાઓ જીતેલી છે, તે સ્વામી શ્રીવજ્રાયુધ, આ પૃથ્વિનો સ્વામી છે.

## आर्यागीति.

અખંડ ભુજબળ જેનું, તે વજ્રાયુધ છ ખંડને જીતી;
આવ્યોછે ફરિ પાછો, જેને રહિ છે દયા વિષે પ્રીતી. ૧૬

વળી જુવો,

[1]તેજ વિના જે નેત્રે, નિર્ણય છે તે છે [2]નિર્નય જેવું;
પુન્ય વિના જયમ [3]વિક્રમ,નહિછે વિક્રમ [4]વિક્રમ તે કેહેવું.૧૭

**કળકંઠ**–સખે કળહંસ, ચોદ ભુવન વિષે વિચરતાં સવિતા જેવા તેજસ્વીછે જે, તેના ચરણારવિન્દની સેવા કરવા માટે દેવના વૃન્દો ઇચ્છા રાખે છે તે ક્ષેમંકર આ કરૂણા વજ્રાયુધના પિતા થાયછે?

**કળહંસ**–બીજું શું?

**કળકંઠ**–(હર્ષથી)

## वसन्ततिलकावृत्त.

સંસાર તાત જિનરાજ, પિતા છ જેના,
છે વૈભવો [5]વિબુધનાથ સમાન તેના;
એ ભૂપતી પતિ સદા નૃપ ઉન્નતીનો,
તે કાંન [6]ભાજન[7]અગોચર સમ્તીનો. ૧૮

## દોહરો.

શેષ દંડ ભુવિ છત્રને, સાગર ઝાલર રૂપ;
તે છત્ર શિર શોભે સદા, કળસરૂપ આ ભૂપ. ૧૯

**કળહંસ**–સખે, એટલુંજ નહિ પણ,

---

૧ પ્રકાશ વિના. ૨ ન્યાયરહિત. ૩ પરાક્રમ. ૪ ફળરહિત.
૫ ઇન્દ્ર સમાન. ૬ પાત્ર અથવા વાસણ. ૭ ઇન્દ્રિયોનું ગોચરપણું ન થઇ શકે તેવી સમ્પતિ.

## વસન્તતિલકાવૃત્ત.

ખેંચી વિરન્ચિ [1]ખડિથી, નભ ગંગ રેખા,
આ ભૂમિમાં, શુ નૃપતી નથિ અન્ય દેખ્યા;
માથું ધુણાવિ કટકો ખડિ લૈ વિમાશે,
નાખ્યો કડાઇ નભમાં શશિ તે પ્રકાશે. ૨૦

## શિખરિણીવૃત્ત.

યશો છે તેજસ્વી [2]વિશદ અતિ, બીજે નહિ ઘટે,
[3]પ્રતીછંદો કંદો, શશિ ઉપકથા તેનિ નિકટે;
વનો છે પાખંડો [4]કુમુદ, પુનરૂક્ત [5]સુરશરીતૂ,
સમસ્યા [6]પ્રાલેયં [7]પ્રતિકૃતિ ઠરે છેજ [8]શિખરી. ૨૧

**કળકંઠ**—સખે તેં કહ્યું તે ઉત્તમ છે. પણ—

## દોહરો.

પ્રૌઢા ભૂપો બહુ થયા, થાશે, છેજ અપાર;
પરોપકારે આ સમો, થશે નહીં કો વાર. ૨૨

---

૧ ચાક અથવા ખડી.

ઉત્કૃષ્ટ ભૂપોની ગણના કરવા બ્રહ્માએ હાથમાં ખડી લીધી પણ આ રાજા જેવો બીજો કોઈ ન દેખવે આકાશમાં તે ખડીની લીટી ખેંચી જણાવ્યું કે બીજો કોઇ નથી, તે લીટી આકાશગામિનીગંગા થઇ. પછી તે ખડીનો કટકો આકાશરૂપી કડાયામાં નાખ્યો તે ચંદ્ર થઇને પ્રકાશે છે.

૨ સ્વેત. ૩ પરછંદો અથવા પડછંદો (કંદનું સ્વેતપણું જેના યશની આગળ પ્રતીછંદ છે). ૪ પોયણીનાં સ્વેત ખિલેલાં નો તેના યશની સામે પાખંડ છે. ૫ ગંગાનું સ્વેતપણું તેના યશ સામે પુનરૂક્ત અથવા ફરીને કહેવા જેવું છે. ૬ બરફનું સ્વેતપણું તે તો સમસ્યા છે. ૭ નકલ. કૈલાસ. ૮ (કૈલાશનું સ્વેતપણું તેના યશ આગળ નકલ છે.)

**કળહંસ**—(માથું ધુણાવીને)

## आर्यागीति.

પર ઉપકારે સીમા, સ્વારથ આ નહિ કદી આપ રાખે;
માગ્યે પ્રાણો આપે, તે શું, ભૂપતી અન્ય નહિ આપે? ૨૩

[આશ્ચર્યપણે ક્ષણમાત્ર ઉભો રહિ વિચાર કરીને]

સખે કળકંઠ, પ્રથમ હમણા મારૂં ડાબું નેત્ર ફરકીને પછી જમણું ફરકેછે તેથી મારા લક્ષમાં આવેછે કે, પરોપકારના વ્યસની આ સ્વામીનું આધમાં અશુભ પણ પરિણામે શુભ છે. માટે ચાલો, પાપરૂપી રોગ મટાડવા માટે ચતુરદશીની રાત્રિયે ઔષધ સમાન પૌષધશાળામાં પૌષધવ્રત ધારણ કરેલુંછે જેણે; અને તે વ્રત પાળવા પછી પૌષધશાળાને આંગણે સિહાસન ઉપર વિરાજમાન્ થઈને પુરૂષોત્તમ મંત્રી સાથે, ધર્મમુર્તિ ધર્મગોષ્ટીમાં પ્રત્યક્ષ તત્પર છે એવા સ્વામી પાસે જઈએ.

[બંને ઉતાવળા જાયછે અને પડદો પડેછે.]

## विष्कंभक समाप्त.



## પ્રવેશ ૨ જો*

### સ્થળ.

### પૌષધશાળાનું આંગણું.

### પાત્ર*

રાજા, મંત્રી, વૈતાળિક અને નારંગક.

**રાજા**–

### માલિનીવૃત્ત.

અઘટિત કરમો તે તાપ લોકો તજોને,
[1]સલિલ શિતળ શાન્તી ધર્મક્રીયા ભજોને;
કુગતિ યુવતિનું છે નાચનું સ્થાન નિદ્રા,
સુકૃત સમય વેરી ત્યાગવી દુષ્ટ [2]તંદ્રા. ૨૪

**મંત્રી**–દેવ ધર્મનો પ્રભાવ એવો છે?

**રાજા**–પ્રધાન,

### શાર્દૂલ વિક્રીડિતવૃત્ત.

જેના દ્વારવિષે દયાળ જનની છાતીથિ છાતી અરે,
ઘૂમે છે ગજ [3]વૃંદ આકુળ ઘણા ક્રીડા ઘણી તે કરે;
ગાતા [4]બંદિ [5]ગિરા [6]પિયૂષ સમ તે નિદ્રા પ્રભાતે હરે,
તેવા વૈભવ દ્યોતમાન સઘળા ધર્મો પ્રભાવે ખરે. ૨૫

(નેપથ્યમાં)

---

૧ પાણી. ૨ આળસ્ય. ૩ સમુહ અથવા ટોળાં. ૪ ગવેયા. ૫ વાણી. ૬ અમૃત.

**વૈતાળિક**-જય જય, નીતિ રૂપી કમળને પ્રકાશ કરનાર સૂર્ય સમાન્ અને પ્રચંડ પ્રતાપની સ્મૃદ્ધીવડે સમગ્ર પ્રતિવાદી રાજાઓના યશરૂપી સરોવરો જેણે શોષણ કરેલાં છે એટલુંજ નહિ પણ બળવડે શેષનો પરાજય કરેલો છે એવા હે રાજન્, આ પ્રભાતનો વખત થયો છે.

## માલિનીવૃત્ત.

[1]વિપુલ જગતમાં જે [2]ધ્વાન્ત [3]મિથ્યાત્વરૂપી,
જિનપતિ રવિ [4]ગોથી જીતિયા સર્વ ભૂમી;
[5]ભવિક કમળને તે બોધતા એક સાથ,
જિનપતિસહ ઉગ્યો [6]પદ્મિની [7]પ્રાણનાથ. ૨૬

વળી,

## વસન્તતિલકાવૃત્ત.

આ ભાનુ તેજ પડવે તુજ [8]દન્તિ દન્તે,
[9]પર્યંકિકા જયરમા કરિ તેથિ ખન્તે;
*લીલાબ્જ જાણિ કરિ †કૂર્પર ‡રાગ અંગે,
જાણે સુતેથિ દિશતા +રદ રક્ત રંગે. ૨૭

---

૧ બહુ અથવા ઘણું. ૨ અંધારૂં. ૩ અન્યધર્મીને મિથ્યાત્વ કહેવાય છે. ૪ ગોકિરણ, અને ગોવાણી. ૫ જેનું કલ્યાણ થનાર છે તે. ૬ કમળ. ૭ સૂર્ય. (બહુ મિથ્યાત્વિ અને અંધારૂં દુરથવા ભવિકોને વાણીવડે જિનપતી અને અંધારાને કિરણ વડે સૂર્ય; એ બંને (પ્રભાતે) એક સંગાથે બોધ કર્તા ઉદય પામ્યા.)

૮ હાથી. ૯ શૈયા. *કમળ લીલાં †આરામચેર અથવા કુરસી. ‡લેપ રક્ત ચંદનનો. +દાંત.

(તારા હાથીના દાંતે સૂર્યનું તેજ પડવે જય લક્ષ્મીએ લીલા થવા માટે લીલા કમળરૂપે દાંતને આરામ કુરસી જાણીને અંગે રક્ત ચંદનના લેપસહ સુતેથી હાથીના દાંત રાતા દેખાયછે એવી ઉત્પ્રેક્ષા કરી).

વળી,

## शिखरिणीवृत्त.

પ્રતીવાદી ભૂપો [1]અચળસમ, તું તે શિર [2]પવી,
ખરો વજ્રાયૂધઃ ક્ષિતિય શિર જે' મંડન રવી;
દરીદ્રીનો દાતા તુજવિણ બિજો ભૂપતિ નથી,
પ્રભાતે જે [3]શાશ્વત્ ચતુર, સુખ આપે જિનપતી. ૨૮

**રાજા**-(સાંભળીને હર્ષથી) અરે! અહિ કોણ છે.

(એક પુરૂષ હાથજોડી પ્રવેશ કરીને)દેવ,શું આજ્ઞાછે?

**રાજા**-અરે! નારંગક, આ વેતાળિકને દશકોટી સુવર્ણ મહોર આપવા મારી આજ્ઞા છે એમ જિનદાશ ભંડારી પ્રત્યે કહો.

**નારંગક**-જેવી મહારાજની આજ્ઞા.

(જાયછે).

## प्रथम अंक समाप्त.



---

૧ પર્વત જેવા. ૨ વજ્ર. ૩ તિર્થંકર.

# अंक त्रीजो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ

### पौषधशाळानुं आगणुं.

## પાત્ર*

રાજા, વિદૂષક, કળકંઠ, કળહંસ અને મંત્રી.

( નેપથ્યમાં )

### शार्दूलविक्रीडित.

જો આ ભાનુ અકાશ¹ કંજ ²દળ લે ³જ્યોત્સ્ના દહી સાથમાં,
તારા ભાત પ્રભાત મારગ વિષે ખાતો ઉભો હાથમાં;
આ જ્વાળાથિ તપેલ લોહ સમજે ગોળો શશો આથમે,
જાણે કાકનિ ફોજ પાછળ ચડી અંધારૂ તેવું ભમે. ૨૯

(સર્વ સાંભળીને હસેછે).

**રાજા**—આ વચનની રચના ઉપરથી ઓળખાય છે કે જાંણે ક્રમેલકમુખો (ઊંટમુખો) આવતો હશે!

(વિદૂષકને પ્રવેશ કરતો દેખીને)

**કળકંઠ**-(કળહંસના કાનમાં) મિત્ર,

### शार्दूलविक्रीडित.

જો! આ ‡ચાપસમાન વક્ર પગને કેડ્યે *પવી મધ્યશી,

---

૧ કમળ. ૨ પાંદડું. ૩ અજવાળું. ‡ધનુષ. *વજ્ર અથવા ખાંડું.

*તુંદી જેનિ મૃદંગ આકૃતિ અને છાતી મુઠી સદ્દશી;
સૂકેલા ભુજ §અંસ દુર્બળપણે છે †તુંડ વાંકું બહૂ,
+ગ્રીવા ટૂંકિ ઘણી વખાણ કરવા શું અંગ તેનું કહુ? ૩૦

**કળહંસ**-(સાંભળીને હસે છે).

**વિદૂષક**-(પોતાનો જમણો હાથ ઊંચો કરીને) અહો મહારાજા, આપનું કલ્યાણ થાવ.

**રાજા**-(હસીને) મિત્ર, ભલે પધારયા.

**વિદૂષક**-(વાંકી ડોકે ચાળા કરતો હસીને) આહા! હા!! હા!!! રતી પ્રસંગે ચતુર એવી પોતાની બ્રાહ્મણી સાથે મનુષ્ય જન્મમાં ક્રીડાનું સુખ ભોગવનાર મારા જેવાને ભલે પધારવુંજ ઘટે છે! પણ ધર્મરૂપી વળગેલા ભૂતથી ચિતભ્રમ થઈને પર્વણી તિથિઓ (પંચમી, અષ્ટમી, ચતુર્દશી આદી) ની રાત્રીઓમાં બ્રહ્મચર્યવ્રત ધારણ કરનાર અને પૌષધશાળારૂપી કારાગ્રહમાં આળોટનારને-"

**રાજા**-(વાકયના અપૂર્ણપણાથી હસીને) મિત્ર, આ વખત તમારા પુરાણની પોથી સંકેલીને મૌનવ્રત ધારણ કરો.

**વિદૂષક**-ઠીક (નમ્રતાથી બેસી જાય છે તે દેખી સર્વ હસેછે).

**મંત્રી**-(પ્રથમ અંકનો ચોવીસમો શ્લોક રાજાનો બોલેલો તે બોલીને રાજા પ્રત્યે) મહારાજ, આપની એવી આજ્ઞા છે, પરન્તુ અન્યદર્શનિય પણ પોતાના સ્વધર્મ વિષે કુશળ હોયછે ત્યારે તેને શું પાપી કહેવાશે?

જુવો,

**દોહરો.**

પોતાના ધર્મે કુશળ, અગ્નિહોત્રિ, કશાઈ,

---

*પેટ. §હાથના ખભા. †મોઢું. +ડોક અથવા ગરદન.

પાપી કે'તાં મારવા, બન્ને આવે ધાઈ. ૩૧

**રાજા**–મંત્રી, જે ધર્મનો માણસ, ધર્મના કાર્યમાં તત્વનો કાંઈ વિચાર કરતો નથી તે ધર્મ ગાડરિયો પ્રવાહ છે.

જુવો,

## मन्दाक्रान्तावृत्त.

[1]પ્રજ્ઞાહીના મલિન મનના દંભથી ધર્મ ધારે;
ક્યાંછે તેનું સુકૃત પણ તે દુષ્કૃતોને વધારે;
જાણીને જે [2]અનળ વનમાં ધર્મ માની ધરેછે,
દેવો સામે પશુજ હણતા ધર્મ શું તે કરે છે? ૩૨

માટે વધારે શું કહેવું?

## उपेन्द्रवज्रावृत्त.

અરે! પશુનો વધ આદરીને
જવાજ ઇચ્છે [3]અમરા વતી જે
[4]શીઢીકરી ભસ્મતણી પછી તે
ક્યાંથી ચડાશે [5]નગ ઉપરે કે'? ૩૩

## દોહરા.

હિંસા માને ધર્મ તે, મૂરખમાંહિ મનાય;
બાળક થાપે દેવ જયમ, ધૂળી દેરા માંય. ૩૪
જૈનધર્મ આદીતણો, રક્ષક જીવ ગણાય;
[6]વાદી ભેદી નવસકે, [7]અચળ જેમ ગજરાય. ૩૫
સ્વર્ગ મોક્ષનો સમ્પતિ, કારણ કરૂણા રૂપ;
કર્મ તાપ સત પુરૂષના, ટાળે તે [8]જીમૂત. ૩૬
જૈનધર્મ ત્રિણ ધર્મ બહુ, જગમાં જેહ મનાય;

---

[1]બુદ્ધિ. [2]અગ્નિ. [3]સ્વર્ગલોક. [4]નિશ્રેણી. [5]પર્વત. [6]વાદ કરનાર જીતીસકે નહિ. [7]પર્વત. [8]મેઘ.

ભિક્ષુક ઢાંકે કાયપણ, જીરણ વસ્ત્ર ગણાય. ૩૭

**કળકંઠ.**–(મોઢું આડું કરીને કળહંસના કાનમાં) મિત્ર, જો,

### દોહરો.

નિપુણ મંત્રિયે ભૂપના, સુણી વચન આવાર;
અદ્દ શિંગ સમ થઈ ગયો, રોમાન્ચિત નિરધાર. ૩૮

**કળકંઠ,** (મંત્રી સામે જોઈને માથું ધુણાવે છે).

**મંત્રી**–દેવ, અન્ય ધર્મની કથા કહેવાની કાંઈ જરૂર નથી.

જુવો,

### દોહરો.

સર્વ ભૂત પ્રાણી વિષે, દયા મુખ્ય છે ધર્મ;
આત્માને કયમ દુભવો, કરિં ઉપવાશો કર્મ. ૩૯

**રાજા**–પ્રધાન, એમ નહિં જુવો,

### દોહરા.

તાવ કર્મ એ પ્રાણિને, સરખા દુઃખ દેનાર;
ખસે નહિ ઉપચારથી, [1]અન શનથી હઠનાર. ૪૦

વળી,

કર્મ હઠે નહિ તપવિના, તપથી સમ્યતિ થાય;
સકર્મક પ્રાણીથી કહિં [2]શાશ્વત સુખ ન પમાય. ૪૧

**વિદૂષક**–(હસીને) મહારાજ, તમને તો આ ધર્મરૂપી પિશાચેં પકડી પાડયા છે તેથી બડબડાટ વધી પડયોછે, પણ હવે બંધ રાખો, કારણ કે સાંભળીને મારા કાન અને માથું પાકી ગયાં છે.

સાંભળો!

---

૧ અન, ન ખાવું તેનું નામ અનશન. ૨ સુખ, કદી નાશ ન થાય તેવું નિરંતર.

## ઉપેન્દ્રવજ્રાવૃત્ત.

ખાતાં પિતાં જે, મનુષ્યો મરેછે,
ખાતાં પિતાં તે, ફરિ અવતરે છે;
ભૂખ્યાંજ પ્યાશાં જન જે મરેછે,
ભૂખ્યાંજ પ્યાશાં ફરિ અવતરે છે. ૪૨

**રાજા**-(હસીને) મિત્ર,

[1]ઉદ્યાનમાહીં [2]સહકારની તે,
રક્ષા વિનાના ફળ કયાંથિ લેશો;
રક્ષા કરયાથી ફળ શ્રેષ્ટ જામે,
વિના તપે મોક્ષ ફળો ન પામે. ૪૩

**વિદૂષક**-મહારાજ, આપનું વચન સર્વજનને હિતકર્તા છે પણ જે છાયા વિનાનું ઝાડછે તે શું ફળ આપે?

**રાજા**-સ્વર્ગ મોક્ષના સુખરૂપી અનંત ફળો આપનાર કલ્પવૃક્ષરૂપી તપ છે.

**વિદૂષક**-(હસીને) હા! હા!! હા!!! મહારાજ, આ પતો ખરેખરા મુર્ખનાજ શિરોમણી છો!

જુવો,

## શાર્દૂલવિક્રીડિત.

પૂર્વાભ્યાશથિ ભોગવોછ [3]વસુધા અન્તઃપુરે સુન્દરી,
શ્યામાટે નિજ આતમા દુખિ કરો ધર્મો ઘણા આદરી;
ઇચ્છા રાખિ છ સ્વર્ગ મોક્ષતણિ તે શું છે ખરી થાંભલી,
મૂકીને સુખ રોપરો શું વિટપી [4]બદ્રી કિંવા આંબલી. ૪૪

**રાજા**-(હસીને) મિત્ર, તારૂ નામ ક્રમેલક મુખ છે એટલે તારાં વચનો પણ તેવાંજ છે; વળી તું ધર્મ રહસ્ય

---

૧ વાડી અથવા બાગ. ૨ આંબો. ૩ પૃથિવી. ૪ બોરડી.

જાણવાને અયોગ્ય છે. માટે મન વાણીથી અગોચર એવું જે મોક્ષનું સુખ, તે સંબંધી વાત બાજુપર રાખીને મિત્ર તાના હકથી કાંઇક તને ઉપદેશ કરૂંછું તે સાંભળ!

## शिखरिणीवृत्त.

ઘણા બુદ્ધિહીના, [1]તુહીન કણને દેખિ દરભે,
કહેછે [2]કૂપારઃ જરૂરપણથી ખૂબ ગરવે;
અનંતા જે મોક્ષો સ્વરગ સુખને તુચ્છ ભણિને,
વખાણે છે મૂર્ખા જગત દુખતે સુખ્ખ ગણિને. ૪૫

**વિદૂષક**–(હસીને) હા! હા!! હા!!! મહારાજ,

## દોહરો.

કોણે દેખ્યું સ્વર્ગ સુખ, ભવિષ્યનો આધાર;
ત્યાગે કરની વસ્તુને, લેવા કહિ કોવાર. ૪૬

**રાજા**–(હસીને) મિત્ર,

## उपेन्द्रवज्रावृत्त.

જુવો! [3]કૃષીઓ કર બીજ રાખી,
ખુસી થશે કાદવમાંહિ નાખી;
નકી કરેછે ફળનુજ ક્યાં તે,
મળે નહિં કે મળશેજ આતે? ૪૭

**વિદૂષક**–(થાકીને) મહારાજ, આપ તો પ્રધાનની સાથે ધર્મનો વિચાર કરો, અને અમે પણ અમારી બ્રાહ્મણીના કમળ જેવા મુખનું ધ્યાન ધરિએ છિએ.

(પલાંઠી વાળીને તેમ કરેછે તથી સર્વે હસેછે).

(નેપથ્યમા)

---

૧ ઓસ અથવા ઠાર, અથવા ઝાકળ.
૨ સમુદ્ર. ૩ ખેડુતો.

### શાર્દૂલવિક્રીડિત.

જેની [1]ચારૂ સુગંધિ તે મદજળે, છે [2]પંક દ્વારે અતી,
એવા છે ગજ વૃન્દને વિનયથી આવે નૃપો વેગથી;
તેના ભસ્મ સમાન [3]આનન વળી માથાં નમ્યાં લાજથી,
એવા ભૂપતિ દેખવા પુરજનો ટોળે મળ્યા હાસ્યથી. ૪૮

**વિદૂષક**-(સાંભળીને કૌતુકથી) મહારાજ, સિંહ દ્વાર વિષે ઉભેલા રાજાઓની બીજા લોકો મશ્કરીયો કરેછે માટે હું પણ જોવા જઊં?

**રાજા**-મિત્ર, ભલે પધારો.

**વિદૂષક**, (ઉતાવળો જાય છે).

**મંત્રી**-(મનમાં વિચાર કરીને) બળતો ભડકો ઓલ વાયો તો ખરો!



## પ્રવેશ ૨ જો*

### સ્થળ

### પૌષધશાળાનું આંગણું.



### પાત્ર*

રાજા, વિદૂષક, મંજરિક અને મંત્રી.

(નેપથ્યમાં)

રક્ષણ કરો! રક્ષણ કરો! મારૂં રક્ષણ કરો!

---

[1] મનોહર. [2] કાદવ અથવા ગારો. [3] મોઢાં.

**રાજા**–(વિસ્મયપામીને)અરે! આ બિચારો ક્રમેલક મુખો બુમ પાડતો આવેછે કે શું?

[ક્રમેલક મુખો હાંફતો ઉતાવળો પ્રવેશ કરીને]

મહારાજ, મારૂં રક્ષણ કરો! રક્ષણકરો!!

**રાજા**–મિત્ર, બીહીશ નહિ, શુંછે તે કહે?

**વિદૂષક**–(ભરેલા સ્વાસથી) હું ઉતાવળો ઉતાવળો જતો હતો એટલામાં જેણે હાથમાં દંડ લીધો છે તે જમના જેવો બીહામણો સિંહદ્વારમાંથી મને મારવા માટે મારી પંછવાડે ધાયો આવેછે.

[સર્વે નેપથ્ય સામે જોઇને આશ્ચર્ય પામેછે એટલામાં હાથ વિષે સોનાની છડી લઇ પ્રતિહાર પ્રવેશ કરેછે તેને જોઇને.]

**રાજા**–(વિદૂષક સામે હસીને) આ તારો જમ કે?

**વિદૂષક**–હા! (એમ કહી તેના સામે જોઈને ભયભીત થઈ રાજાના પગમાં સંતાઈ જાયછે.)

**રાજા**–(હસીને) અરે! આ જમ નથી પણ પ્રતિહાર છે.!

**વિદૂષક**–(તેના સામે જોઈને) હા, હા મેં ઓળખ્યો એતો પ્રતિહાર છે જમ નથી. (સર્વે હસેછે).

**મંજરિક**–(પ્રણામ કરીને) મહારાજનો જય થાઓ, દેવ, શુબાહુ, યુગબાહુ એ આદી સર્વ રાજાઓ આપના દર્શનની આતુરતાથી સિંહદ્વાર વિષે ઉભા છે તેને માટે શું આજ્ઞા છે?

**રાજા**–મંજરિક, જ્યાં શુધી હું સભામાં ધર્માસને બેસવા માટે આવું ત્યાં શુધી તેને ત્યાંજ ઉભા રેહેવા દે.

**મંજરિક**–જેવી મહારાજની આજ્ઞા (એમ કહીને જાયછે).

(નેપથ્યમાં)

## માલિનીવૃત્ત.

નથિ સમય વદેછે દ્વારપાળોજ રીશે,
નૃપ સકળ સુણીને લાજ પામ્યા અતીશે;
ધવળ મણિ [1]અલિંદે દેહની છાંય દીશ્યે,
મલિન વદનથી તે ઉતરયા જેમ [2]સીશે. ૪૯

**રાજા**–(તે વાત કાને ન ધરતાં) મંત્રી, હવે તમારે કાંઈ કહેવાનું છે?

**મંત્રી**–દેવ, આપની જેવી આજ્ઞા થઈ તેમજ છે પણ રીત તો એવી છે કે,

## દોહરો.

એક પાદ બુધ મૂકિને, બીજો ધરે નિદાન;
અન્ય થાન જોયા વિના, ત્યાગે નહિ નિજ થાન. ૫૦

ન્યાય તો એવો છે!

વળી,

ઉત્તમ ફળ જે તપતણું, દેખ્યા વિના પ્રત્યક્ષ;
સુખ વિષય કુણ ત્યાગશે, તે કહો ધર્માધ્યક્ષ. ૫૧

વળી,

માટે દેખાડો પ્રભૂ, પ્રત્યક્ષ ફળ જો હોય;
**રાજા**–પ્રત્યક્ષ ફળ તો તેજછે, કહું જો સંશયહોય. ૫૨

શાંભળો!

---

[1]ઓટલા સ્ફટીક મણીના. [2] કાચનો સીસો. (સ્ફટિકના ઓટલામાં ઉદાશ થયેલા રાજાઓના ચેરા દેખાય છે તે.

## શિખરિણીવૃત્ત.

[1]પિનાકી "નારી" 'એ' વચન કદિ કાને ન ધરતા,
થયા તે ગૌરીના, તપ બળવડે દાસ ભરતા;
જટા છૂટી શંભૂ નમન કરતાં ગૌરિ પદને,
વહી ગંગાધારા વિમળ કરતી પાપિ જનને. ૫૩

સજીવને તો એમજ છે અને નિર્જીવને પણ—"

## આર્યાગિતી.

પ્રતક્ષ ફળ દેનારૂ, 'કષ્ટ' કલ્પતરૂ આ લોકે પોતે;
જયમ સોનુ [2]વન્હિ તાપી, વનિતા [3]પાણીગ્રહણ કરે જો, તે. ૫૪

માટે મંત્રી,

## દોહરો.

અસાર વસ્તુજ દેહિમાં, 'બે' ગુણ સાર ગણાય;
તપ કરવું ને પ્રાણથી, પરોપકાર કરાય. ૫૫

(પ્રધાન મુન્ય થઇ બેસી રેહેછે.)

---

# પ્રવેશ ૩ જો*

## સ્થળ.

## પૌષધશાળાનું આંગણું.

---

## પાત્ર*

રાજા, મંત્રી, વિદૂષક, કળહંસ, કળકંઠ, શ્યેન, પારાપત અને લોકો.

---

૧ મહાદેવ. ૨અગ્નિ. ૩ સ્ત્રીનો હાથ પુરૂષ, પકડીને પરણેછે તેનું નામ પાણીગ્રહણ છે, તે રીતે સુવર્ણ અગ્નિમાં તપવાથી નિર્જીવ છતાં કંકણ બનીને પાણી ગ્રહણ કરેછે.

(નેપથ્યમાં)

(પરસ્પર ઘાડ સંબંધે અડેલાં [1]પળાશ વાળા [2]પ-ળાશ વનની કુંજમાંથી નિકળતા વર્ષાઋતુના પવિત્ર [3]જળધરના સરીખો જેનો નાદ છે એટલુંજ નહિ પણ પૂર્વે ઈન્દ્રના મુકેલા વજ્રથી ત્રાશ પામેલા મૈનાક પર્વતની પાંખોની ઝડપ સમાન જેનો શબ્દ છે તેણે સર્વ લોકોના કાનને બહીરપણું પ્રાપ્ત કરાવ્યું હોય એવો શબ્દ સાંભળીને સર્વ લોકો ભીતીવડે વિસ્મય પામતા હોય એમ!!)

(વળી નેપથ્યમાં મોટા અવાજ થાયછે તે સાંભળીને)

**રાજા**—(તર્ક કરીને)

## शिखरिणीवृत्त.

અરે! શું આ બાળે [4]અનળ પુરમાં [5]ગેહ સરવે,
તથા પાડેછે કો ગજ મત થયેલોજ ઘરને;
ખરે હાહાકારે પુરજન પુકારેછ સઘળા,
હહા! મારા ચિત્તે ભયપ્રદ થયા ખેદ પ્રબળા. ૫૯

(વળી નેપથ્યમાં)

અરે, આ દુષ્ટ કામ કરનાર મને મારવા મારી પ-છવાડે આવનારને પકડો! પકડો!!

**લોકો**—પકડ્યોછે! પકડ્યોછે!! અરેરે! આ આગળ ચાલનાર ગરીબને મારી નાખ્યો! મારી નાખ્યો!!

**રાજા**—(ઘણો કોપાયમાન થવે પોતાની ભ્રકુટી ઊંચી ચડી તેથી કપાળમાં રેખા પડેલી હોય એવે રૂપે) અરે! સમુદ્રરૂપી [6]દુકુળવાળી પૃથ્વિનું હું રક્ષણ કરૂં છું

---

૧ પત્ર અથવા પાંદડાં. ૨ ખાખરા. ૩ વર્ષાદ. ૪અગ્નિ. ૫ ઘર. ૬ વસ્ત્ર.

તેમ છતાં આ, મારી નગરી વિષે આવું દુષ્ટ કામ કોણ કરેછે? અરે! કોઈ છે કે? લાવો મારૂં ખડ્ગ!

**મંત્રી**–(મનમાં)

## आर्यागिती.

થયો બંધ શાન્તીથી, તોપણ પુરજનના કોલાહલથી;
શૌર્યાગ્નિ સ્વામીને વૃદ્ધી પામ્યો ક્રૂરો આજ ક્યાંથી? ૫૭

[પુરૂષ પ્રવેશ કરીને રાજાના હાથમાં ખડ્ગ અર્પણ કરેછે તે પ્રલયકાળના અગ્નિની જ્વાળા સમાન મ્યાનમાંથી એંચી બહાર કાડતે]

**વિદૂષક**–(ભય પામ્યાથી શરીરે કાંપતો) મને બીક લાગેછે!

[એમ કહી સત્વર સિંહાસન નીચે પેસી જવે લોકો હસેછે.]

**કળહંસ**–(આડુ જોઈને) મિત્ર કળકંઠ, જો! જો!

## स्रग्धरावृत्त.

વૈરીને કાળ જેવું [1]જય ઉદધિ સુતા(ને) જેમ કસ્તૂરી ભાસે,
શાખા કોપ [2]દ્રુમોની પ્રબળ [3]ખડગિનુ શૃંગ જેવું કપાળે;
દેખાતું [4]શૌર્ય દીપાજ્જનસમ કિરતી [5]પંકજના [6]નાળ જેવું,
કાન્તીછે [7]નીલ, સિન્ધૂ કમળસમ ખરે! ખડ્ગ શોભેછે તેવું. ૫૮

**કળકંઠ**–મિત્ર કળહંસ,

---

૧ લક્ષ્મી. ૨ વૃક્ષ. ૩ ગેંડાનું શિંગડું. ૪ શૌર્યરૂપી દીવાના અંજન જેવું. ૫ કમળ. ૬ નાળ, કમળની દાંડી. ૭ શ્યામ કાન્તી સમુદ્રના કમળ જેવી.

## ઉપેન્દ્રવજ્રાવૃત્ત.

૧કૃપાણ પટ્ટે ૨પથ બે પડ્યાછે,
તે સ્વર્ગ વૈકુંઠ જવા જડ્યાછે;
કંજાકૃતી ગુચ્છ તેમાં દિસેછે,
જાણે પદો ભૂપ ગએલના છે. ૫૯

**કળહંસ**–મિત્ર કળકંઠ, તેં બહુ ઉત્તમ કહ્યું.

**મંત્રી**–રાજા કાન્તીના સમુહથી પોતાનું ખડ્ગ ધુણાવેછે તે જોઇને, (મનમાં)

## શાર્દૂલવિક્રીડિત.

૩પારોના સહુ ભૂપને ભુજગ છે શૌર્યો ૪રમાનો ખરે,
શંગ્રામે હદ ક્રોધ કંદ જગમાં જ્વાળાતણો ધૂમરે;
કીર્તી ૫ગુલ્મિનિ ૬વારિનીક સરખી વેણી રમાની રમે,
શૌર્યે છે કમળા ૭ગજીકર સમું ખાંડું અરીને દમે. ૬૦

(વળી નેપથ્યમાં.)

## ઉપેન્દ્રવજ્રાવૃત.

વજ્રાયુધઃ હું શરણે છું તારે,
ઉચ્ચે સ્વરે દીનપણે પુકારે;
ધાવોજ! ધાવો!! સહુ લોક વારે,
'આ' ક્રૂર પક્ષી મુજને વિદારે! ૬૧

---

૧ ખડ્ગ, અથવા તરવારના પટમાં. ૨ રસ્તા. (તે રસ્તામાં કમળની આકતીવાળાં ઝવેરનાં ગુંછળાં દેખાયછે તે જાણે તે ખડ્ગવડે તે રાજાએ બીજા રાજાઓને સ્વર્ગે મોકલ્યા હોય તેના પગલાં જેવા ગુચ્છ દેખાયછે.)

૩ સોમાથી અડેલી સીમાવાળાને. ૪ લક્ષ્મીનો. ૫ વેલી. ૬ પાણી. ૭ હાથણીની સુંઢ જેવું, (લક્ષ્મીરૂપી હાથણી).

ગગનપંથે કરૂણામય શબ્દ સાંભળીને પોતાના હા-થમાં ખડ્ગ લઇ રાજા સિઘ્રપણે સિંહાસન ઉપરથી ઉઠેછે, એટલામાં પછવાડેથી ધનુષની પણછમાંથી છુટેલા બા-ણના સણસણાટ જેવા શબ્દોવડે દિશાઓને વાચાળ કરતો અને હે! શરણાંગત વત્સળ! હે, મહારાજ! .મારૂં રક્ષણ કરો! રક્ષણ કરો!! એમ બોલતો, પોતાની પછ-વાડે શત્રુના ભયથી પોતાના શરીરનો સંકોચ કરેલોછે અને તે ધ્રુજતો ચપળ નેત્રે તથા નીકળતા ઘણા શ્વાસો-શ્વાસના વેગે ઘેરાએલા પવનવડે જેનું ગળું ઊંચુંનીચું થાયછે એવી રીતે બળહીણ અને સર્વ પક્ષિયોમાં ગરીબ એવો એક પારાપત પક્ષી રાજાના ખોળામાં આવીને સં-તાઈ જાયછે!

ત્યાર પછી જેમ હાથમાં વજ્ર લેઇને ચમરેન્દ્રની પછવાડે 'શક્રેન્દ્ર' દોડતો હોય તેની પેઠે એક [1]શ્યેનપક્ષી આવીને કહેછે કે હે રાજા, ખડ્ગ-પકડવાનો ઢોંગ મૂકી દઇને મારૂં ભક્ષ છોડી દે, એમ બોલતો પ્રલયકાળના પવન સમાન જેનો વેગ છે, એવો જંગમકાળની પેઠે તેની પ-છવાડે દો-ડતો આવેછે તેને દેખીને,

**[2]પારાપત**-(દીનતાથી રાજાને) હે અન્યાયરૂપી અગ્નિના નીર, નીતિરૂપી આમ્રવનના કીર, સહસ્રાવધી ગુણથી વ્યાપ્ત ગંભીર, પરોપકારી શરીર, ધીર, પ્રતિજ્ઞા રૂપી પામેલા સમુદ્રના તીર, હે વીર, આ અધમ પક્ષીથકી મારૂં રક્ષણ કરો! હું તમારે શરણે છું!

**રાજા**-(પોતાનું ખડ્ગ કળહંસના હાથમાં આપીને પારાપત સામે પ્રતિજ્ઞા કરીને) અરે, ભયપીડીત, તું નિર્ભય

---

૧બાજ. ૨ કબુતર અથવા પારેવું.

રહે! નિરંતર જગતના જંતુઓની યાચના કરનાર આ કાળના મુખમાંથી તને ખેંચી બહાર કહાડું છું.

**પારાપત**-(પૃથ્વિપર આળોટતો રાજાને પ્રણામ કરીને) મોટી કૃપા થઈ પ્રાણદાતા.



## પ્રવેશ ૪ થો.*

### સ્થળ.

### પૌષધશાળાનું આંગણું.

---

### પાત્ર*

શ્યેન, રાજા, પારાપત, સ્થૂળપાદ અને વિદૂષક.

**શ્યેન**-(રીસથી)

**ઉપેન્દ્રવજ્રાવૃત્ત.**

રે, આપ છે આ [1]ખગ ભક્ષ મારૂં,

**રાજા**-જો! તું હદેમાં નથી ભક્ષ તારૂં;

આવેલ શરણે નહિ રાખશો જે,

શું ધર્મ ક્ષત્રીકુળનો છ એ તે? ૬૨

વળી,

**રાજા**-(હસીને) મિત્ર, કહ્યું છે કે,

**દોહરો.**

શરણે આવ્યા જીવને, કાં'ડી આપે કોય;

લોભ દ્વેષ કે ભયવડે, [2]દ્વિજહત્યા શિર હોય. ૬૩

---

૧ પક્ષી. ૨ બ્રહ્મહત્યા.

**શ્યેન**-(કટાક્ષથી) રાજન્,

## आर्यागीति.

[1]સફ્ળ કરી માર્ગણને, સ્વેચ્છાથી તું ત્યાગ કરેછે રે;
તું ન્યાયી ના પાપો, વેરી પેઠે ડરેછ તુજથી કે? ૬૪

**રાજા**-શ્યેન પક્ષી, તારી બુદ્ધિ તો ધર્મશાસ્ત્ર ઉ-પરાન્ત છે તેથી કહુંછું સાંભળ!

## દોહરો.

પૃથ્વિ, સાગર ચાર સહ, જીવિત દાન અપાય;
તે સર્વમાં શ્રેષ્ઠ જે, અભયદાન કે'વાય. ૬૫

વળી,

તીર્થ, હોમ, તપ આદરે, આપે વાન્છિત કોય;
અભયદાન સમ ફળ કદી, ષોડશ અંશ ન હોય. ૬૭

વળી,

## उपेन्द्रवज्रा.

કાડચાથિ પિંછું તુજ પુચ્છથીરે,
કેવી થશે પીડ તુને શરીરે?
તેવી પિડા શું નહિ થાય તેને?
છે કાળની ભીતિ જિવ્યાનિ સૌને. ૬૮

માટે સમજ અને આ દુરાગ્રહ મુકી દે, જો એમ પણ કહ્યુંછે કે,

---

૧ સફળ=ફળસહ માગણને કરીને સ્વેચ્છાવડે ધન, પ્રાણ આદીનો ત્યાગ કરેછે, બીજી રીતે માર્ગણ એટલે બાણને ફળવાળું કરીને પોતાની ઇચ્છા પ્રમાણે હાથમાંથી છોડેછે એવો તું ન્યાયીના પાપો તો તુજને, વેરી સમાન જાણીને તુજથી ડરતાં હશે કેમ? શ્લેષ છે.

## દોહરો

કંઠે આવે પ્રાણ પણ, કરવું નહી અકૃત્ય;
કરનારો થાશે નહિં, અજરામર તે સત્ય. ૬૮

**શ્યેન**–મહારાજ, આ વાત સર્વ અનુભવની કહોછો તે નિઃસંશય અને દોષરહિત છે, વાહ! મહાપુરૂષનું વચન એવુંજ હોય! પણ હે, ભૂમીન્દ્ર, પરના પ્રાણવડે પોતાના પ્રાણનું પોષણ કરવું તેજ અમારો કુળાચાર છે!! એટલું નહિ પણ તે ગમે તો અકૃત્ય હશે તોપણ અમે તેને કૃત્યજ માનીએ છીએ.

કહ્યું છે કે,

## દોહરો.

જે નિજ કુળ આચાર તે, બુધજન કે'છે કૃત્ય;
તેથી ઉલટું જે કરે, તે કહેવું અકૃત્ય. ૬૯

**રાજા**–(હસીને) કુળાચાર જાણીને તું ત્યાગ કરતો નથી, ત્યારે કુળના અનુક્રમથી આવેલા દુઃખદારિદ્રાદિકને કેમ ત્યાગ કરેછે?

**શ્યેન**–(મનમાં ખેદ પામીને) રાજન્, હવે તો હું કાંઈ જવાબ દઈ સકતો નથી પણ—"

## आर्यागीति.

ધર્માડધર્મ વિચારો, ચિત્તે સ્થિર તે સુખી જનો ધારે;
ભૂખ્યે મરતો ધરમી, અકૃત્યો કરવા શું નહિ વિચારે? ૭૦

માટે ધર્મ સંબંધી વિવેક રહેવા દ્યો અને આ મારૂં ભક્ષપક્ષી આપો મને ક્ષુધારૂપી રાક્ષસી બાધ કરેછે.

[એમ બોલતો શ્યેન પારાપતની પાસે જાયછે, તેથી પારાપત ભય પામીને રાજાના સિંહાસન નીચે પેસેછે એટલામાં અચાનક વિદૂષક બીલાડાને

શબ્દ કરીને ડરાવેછે તેથી ધ્રુજતે શરીરે ઉડીને રાજાના સિંહાસને બેસીને—]

**પારાપત**—અરરર! મને ઉપરા ઉપરી કષ્ટ કેમ પડેછે?

**રાજા**—(હસીને) મિત્ર વીર શિરોમણી, આ તપસ્વીને ડરાવીશ નહિં, (સર્વ લોકો હસેછે).

[પારાપત શ્યેનના સામું જોઇને ભયવડે રાજાના વસ્ત્રમાં સંતાઇ પેસેછે તેથી રાજા બાળકની પેઠે તેને હૈયા સરસો ચાંપીને [1]કાકપિચ્છના જેવા પુચ્છ ગુચ્છ ઉપર હાથ ફેરવતો—]

## દોહરો.

ખોતો [2]નહિરે વત્સ તું, સરે ન તેનો અર્થ,
નિર્ભય થા, લેવા વિષે [3]મઘવા નથી સમર્થ. ૭૧

**શ્યેન**—(રીસથી) અરે રાજા,

## अनुष्टुप.

શું આ તારો સગો ભાઇ? [4]સાપત્ન્ય શું મને ગણે?
તેથી રક્ષા કરે તેનો? મૂકીને મરતો મને? ૭૨

વળી, (શાન્ત થઇને)

## शार्दुलविक्रीडित.

હે, [5]ત્રાતા વિણ હેતુ જેમ ખગને મૃત્યુ થકી ટાળશો,
તે રીતે મુજ રાખ સાધુ જનતો કોનુ ન બીગાડશો;
આ પારાવત ભીતિથી મુજ ખરે આવ્યોછ તારા કને,
ભૂખ્યોને તરશ્યો હવે તુજવિના બીજે જવું કયાં મુને? ૭૩

---

૧ કાનસિયા અથવા કાન ઉપર વળેલા વાળનો સમૂહ તેનું નામ કાકપિચ્છ છે.

૨ સ્નેહ વાચકપણે વત્સ બાળકને કહિએ તો ચાલે.

૩ ઇન્દ્ર. ૪ ઓરમાઇ અથવા સાવકોભાઇ. ૫ રક્ષણ કરનાર.

**રાજા**-(સકારણ) અરે, કોણ રશોઇયો છે?

(સ્થૂળપાદ હાથજોડી પ્રવેશ કરીને)

**સ્થૂળપાદ**-દેવ, શું આજ્ઞાછે?

**રાજા**-સ્થૂળપાદ, આને માટે-

**સ્થૂળપાદ**-જેવી આજ્ઞા (જાયછે).

—o✿o—

## પ્રવેશ ૫ મો.*

### સ્થળ

### પૌષધશાળાનું આંગણું.

—•••—

### પાત્ર*

શ્યેન, રાજા, પુરૂષ, વિદૂષક અને મંત્રી.

**શ્યેન**-(રીસથી ભરેલો હસીને)

### શાલિનીવૃત્ત.

હે રાજા, આ ધર્મ તારો છ ત્રીજો,
જીવાડીને એક મારેછ બીજો;

વળી, મો બગાડીને-

હા! આ લાંબી આશ વાળાજ પ્રાણો,
ત્રાતા વીના જાયછે તુર્ત જાણો. ૭૪

(એમ બોલતો ચક્રીખાઇ મુર્છા પામે છે).

**રાજા**-(દયાલાવી એકદમ ઉઠીને) અરે, પાણી! પાણી!!

**પુરૂષ**-(પ્રવેશ કરીને) દેવ, આ પાણી.

**રાજા**-(પાણી લઇને શ્યેન ઉપર રેડેછે અને વસ્ત્ર

ના પલ્લવવડે વાયુ નાખે છે તેથી,

**શ્યેન**-(ચેતના પામીને મંદસ્વરે)

## आर्यागीति.

ક્ષુધાથિ પીડિત મારા, જતા પ્રાણ આ, વિના ભોજનેથી;
હે ભૂપ, વાયુ નાખ્યે, નહિ સ્થિર થાશે સલીલ સિંચ્યાથી. ૭૫

**રાજા**-(મનમાં વિચાર કરીને) સ્થૂળપાદને આટલી બધી વાર કેમ લાગી?

(સ્થૂળપાદ, લાડુનો થાળ લઇને આવેછે તે દેખીને)

**વિદૂષક**-(પેટ ઉપર હાથ ફેરવતો સિંહાસન તળેથી નીકળીને) હા! હા!! હા!!! (હસીને) ભૂખ રૂપી અગ્નિવડે પેટ બળી રહ્યું હતું એટલા માટેજ આ સ્થૂળપાદ લાડવા લાવ્યો છે ચાલો ઠીક થયું, હવે જીવીશ એમ કહી સ્થૂળ પાદ પાસેથી લાડવાનો થાળ પડાવી લેછે, તેથી સ્થૂળપાદ ઝાંખો પડી ઉભો રહેછે, અને સર્વ લોકો હસે છે.

**રાજા**-મિત્ર, બ્રાહ્મણપણાથી લલચાઇને અન્યાય રૂપી પાપ કરીશ નહિ.

**વિદૂષક**-(નેત્રમાં આંશુ લાવીને ગદગદકંઠે) મ-મહારાજ, આજ વિના કારણે કોપ કરીને મારી બ્રાહ્મણીએ મારૂં ગળું પકડીને કહાડી મૂકયો છે!

**રાજા**-(હસીને) હું જાણુંછું આ, બધાય તારા વિચાર લાડુ લેવાના છે. વારૂ, હમણાં તને આપુંછું પણ તે લાડુનો થાળ મારી પાસે લાવ.

**વિદૂષક**-વારૂ, અમારે તમારૂં પણ કહેવું માનવું જોઇએ,

[થાળમાંથી લાડવા કહાડી લઇને ઠાલો થાળ રાજાના હાથમાં આપેછે તે દેખી સર્વ લોકો હસે છે.]

**રાજા**–(ઝાંખો થઈને) અરે, દ્વિજાતી, વિજાતીપણું દૂર કર. આ, બિચારો શ્યેનપક્ષી ભૂખ્યે મરી જાયછે! હમણાં મશ્કરી કરવાનો વખત નથી.

**વિદૂષક**–(પેટ ભૂખ્યું કરીને) મહારાજ, જુવો! જુવો!! હું પણ ભૂખ્યે મરી જઉછું.

**રાજા**–(મનમાં વિચાર કરેછેકે આ દ્વિજાતીને ગાળ દેવાથી પણ વિજાતીપણું છોડનાર નથી તેમજ તેને પરની પીડા બદલ કાંઈ દયા આવનાર નથી માટે તેનાથી વધારે વાત કરવાની કાંઇ જરૂર નથી પણ સમજાવીને કહેવું ઠીક છે) મિત્ર, પણ એક લાડુ તો આપ.

**વિદૂષક**–(એક લાડુ પોતાના હાથમાં રાખી શ્યેન પક્ષીને) લે.

**શ્યેન**–(લાડુ સુંગ્યા પછી રાજા સામે હસીને) ઉદાર શિરોમણી મહારાજ, આ શું છે?

**રાજા**–તે લાડુ છે.

**શ્યેન**–મેં તો કોઈ દીવશ તેનું નામ પણ શાંભળ્યું નથી! એનો અર્થ શું હશે?

**રાજા**–ક્ષુધાતુરને મોદ (આનંદ) પમાડેછેતેથી તેનું નામ મોદક છે.

**શ્યેન**–તે અમારા જેવા જન્તુવો માટે નહિ બીજાને. કારણ કે, અમેતો માંસનો અહાર કરનારા છિએ.

## वसन्ततिलकावृत्त.

હે ભૂપતી, અભયદાન તું આપનારા,
તૃપ્તી ન થાય અનથી મુજ પ્રાણ પ્યારા;
હું મારૂ છું નિજ કરે ખગ જે વનોના,

તેનો અહાર કરતાં ભરૂં શ્વાસ ઉના. ૭૬
(મધ્યાન્હ સન્ધ્યાનો વખત થવાથી)
(નેપથ્યમાં)

## स्रग्धरावृत्त.

મધ્યાન્હે ભાનુ તાપે ગજ યુથ નમતા આવતા શુંઢવાળી,
પાણી છાંટયે ભિંજેલી [1]રૂચિર તરૂજટા શોભતી છે [2]કુમાલી;
ખોલ્યાં કાસારમાંના કમળરસ મધૂ ગંધ માધૂર્યવાળી,
લોભાણા પાન્થમાના પથિકજનતણી પીડ નાસેછ ભાળી. ૭૭
વળી;

## वसन्ततिलका.

આરા હજાર [3]સવિતા [4]કરના કરીને
[5]નાભી સમાન વચમાં [6]તરણી ધરીને
[7]વારા [8]દિશો કરિ નભે ધરિ ચક્ર હસ્તે
[9]સ્પર્ધા કરેછ તુજ ચક્રતણી તું જો! તે. ૭૮
વળી,

## मालिनी.

તરૂણ તરણિ તેજે ભોમિછે આ તપેલી,
પથિક જન તણી જો! ચાલતાં નારિ પેલી;
ઝટ ચરણ ઉપાડે નૃત્ય આડંબરે તે,
અજબ ભુજ પમાડે તાલ શિક્ષા વિના એ. ૭૯

મંત્રી—(કાન માંડીને સાંભળવાથી ખુશી થઇને) સા—

---

૧ મનોહર. ૨ વૃક્ષોની પંક્તી. ૩ સૂર્ય. ૪ કિરણના. ૫ નાડી, ચક્ર વચે રહેછે તે. ૬ સૂર્ય. ૭ ધાર. ૮ દિશાઓ. ૯ બરાબરી.

બાસ! માગધ સાબાસ!! તેં આ અપૂર્વ વાત સંભળાવી. (રાજાને) મહારાજ, મધ્યાન્હ સન્ધ્યાનો વખત થયોછે.

(સર્વે જાયછે).

बीजो अंक समाप्त.

---

# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો*

સ્થળ.

पौषधशाळानु आंगणुं.

---

## પાત્ર*

રાજા, શ્યેન, મંત્રી, વિદૂષક, દેવી (લક્ષ્મીવતી), પ્રિયંવદા, પુરૂષ, કળહંસ અને કળકંઠ.

**શ્યેન**—(શીશ ચડાવીને) રાજન્, મારા મોઢામાં આવેલો કોળિયો બહાર કઢાવવાથી અને કાળનો વિલંબ કરવાથી હું બહુ પીડાયોછું માટે મને માંસ ભક્ષીને સત્વર તૃપ્ત કર.

**રાજા**—(આ વખત શું કરવું એવા વિચાર રૂપી ચક્ર ઉપર મુઢ થઈ ચડેલો મનમાં) અહો! કાર્યનું વિષમપણું આવ્યું!

## शार्दूलविक्रीडित. (મનમાં)

ભૂખ્યે પીડિત શ્યેન માંસ વિણ તો થાશે ન તૃપ્તી હવે!
આ પારાપત પંખિને યમ થકી નિશ્ચે બચાવો જુવે;
વિચાર કરીને—
જો બીજા પશુનું અણાય [1]પળ તો પાપો બહૂ લાગશે,
રોમાન્ચિત સાથે ખુશી થઈને—
માટે [2]આમિષ મારૂં શ્યેન મુખમાં આપ્યે ક્ષુધા ભાગશે. ૮૦

(પછી પ્રકાશમાં)

**રાજા**—મિત્ર શ્યેન, આ પારેવાની બરોબર તોળી ને તને મારૂં માંસ આપુછું તેથી તૃપ્ત થા, પણ મરીશ નહિ.

**શ્યેન**-(મનમાં) અહો! ઇશાનેન્દ્રનું કહેવું તો બરોબર છે. આહા!! રાજા, શું તારૂં સાહસપણું!!! (પ્રકાશમાં) ભલે મહારાજ.

**રાજા**—(હર્ષથી ઉતાવળપણે) અરે, અહિં કોણછે?

(નેપથ્યમાં)

**એક પુરૂષ**—આ હું છું શી આજ્ઞા?

**રાજા**—અરે કાંટો લાવોને આ કડે લટકાવ.

(પુરૂષ પ્રવેશ કરીને તેમ કરેછે)

**રાજા**—અરે, છુરી, છુરી?

[પુરૂષ છુરી લાવીને રાજાના હાથમાં આપેછે તે લઈને જુવેછે, અને વિદૂષક ભય પામીને ફાટેલા નેત્રોથી, કોઇ દીવસ નખાધેલા હોય એમ ઉતાવળપણે લાડવાના કોળિયા ખાતો ખાતો નાસેછે, તે જોઇ સરવ લોકો વિસ્મય પામેછે અને રાજા પારાપતને કાંટાના એક પલ્લામાં બેસારી પોતાની

---

૧ માંસ. ૨ માંસ.

ઝંઘા ઓરેછે, તેથી મંત્રી પોતાની આંખમાં આંસુ લાવી ઉતાવળો ઉઠીને રાજાનો હાથ ઝાલેછે એવું દેખીને.]

[**વદૂષક**—નાસો નાસો મહારાજના અંગમાં ધર્મ ભૂત પેઠો !

(સર્વે હસેછે.)

## अनुष्टुप्.

**મંત્રી**—

પક્ષી માટે પુન્યશાળી, આ વિશ્વાધાર દેહિને;
કરવા નાશ ઈચ્છે છે, શ્યા માટે તું કહે મુને. ૮૧

**રાજા**—

પરોપકારિ વને બેસે, ફળો બે સરવે જુવે;
આ લોકે કીર્તિરે મંત્રી, પછી સ્વર્ગ મળે મુવે. ૮૨

**મંત્રી**—દેવ, ક્ષત્રિયોના કુળ રૂપી કમળને પ્રકાશ કરનારા સૂર્ય સમાન આપ શરીખાને આ પરોપકાર અ-યુકત ન છતાં યુકત છે પણ—

## आर्यागीति.

હે દેવ, આ દેવોનુ, અતિ કપટ છે પ્રગટ મુજ દેખાય;
જુવો વિચારી મનમાં, પક્ષીથી કઈ મનુજ બોલ બોલાય? ૮૩

**રાજા**—(તિરસ્કાર કરીને)

## आर्यागीति.

દેવ કપટ હો અથવા, બીજું તેની જરૂર શું તારે;?
સાગર તુલ્ય પ્રતિજ્ઞા, અપાર છે તે પાર જવું મારે. ૮૪

વળી,

કરે પ્રતિજ્ઞા પહેલી, ખેદ થવે પછિ લાજેછ ખાઈ;

અગ્રાહ્ય નામી તેવા, જન્મે તેથી નહિ જન્મ્યે સારૂં. ૮૫
વળી, રોમાન્ચપણે ખુશી થઈને.
પૂર્વ જન્મના પુણ્યે, કલ્પવૃક્ષ ફળ મળ્યું આજ મુજને;
આશિરવાદો સહુના, ફળ્યાછ મુજ તે શું કહું તુજને. ૮૬
(હાથમાં લીધેલી છુરી દેખીને નાચેછે).

( નેપથ્યમાં )

આમ પધારો, આમ દેવી!

**મંત્રી**—(કાન માંડીને) અહો! પ્રતિહારિણી ધારિણી માર્ગ દેખાડવેથી શું આ લક્ષ્મીવતી દેવી આવેછે?

(દેવી પ્રિયંવદાનો હાથ ઝાલીને પ્રવેશ કરેછે).

**દેવી**—હળા પ્રિયંવદે, પછી, પછી?

**પ્રિયંવદા**—જે વખત મધુર વચનવડે મનને હરણ કરનાર કોકિલા આંબાના વૃક્ષો પાસે જાણે સ્વામીને બુમ પાડતી હોયને—

**દેવી**—(વિલાસ સહીત હસીને)પછી, પછી?

**પ્રિયંવદા**—તે વખત વસન્ત ઋતુના ઉત્સવમાં અનંગ તેરશને દીવશે [1]ઉદ્યાનમાં ક્રીડા કરવા માટે ગયેલા પ્રભુએ પૂર્વભવના વૈરી વિદ્યુત દંષ્ટ્ર નામે અસુરના શિરોમણીને નાના પ્રકારના યુદ્ધે કરીને સ્વામિનો પ્રત્યક્ષ પરાજય કરયો હતો—

**દેવી**—(રોમાન્ચસહ) પછી?

**પ્રિયંવદા**—સ્વામિની, આજ મેં બીજું પણ કાંઈ સાંભળ્યું છે!

**દેવી**—(આતુરતાથી સીઘ્રપણે) હું સાવધાનછું તે જે સાંભળ્યું હોય તે કહે.

---

૧ બાગમાં.

**પ્રિયંવદા**—ચતુર્દશી પ્રમુખ ધર્મને દિવશે ધર્મશાળામાં રહીને સ્વામી કાંઈ પણ ધ્યાન ધરેછે તે આપ જાણોછો.

**દેવી**—(હસીને) તેતો સર્વ લોકમાં પ્રસિદ્ધ છે પણ કાંઈ વિશેષ હોયતો કહે.

**પ્રિયંવદા**—ચતુર્દશીની રાત્રિયે અસુર સંબંધી ગુહ્ય ઉપાર્જન કરેલા પાપનું શોધન કરીને સ્વામી ધર્મશાળામાં વિશેષ ધ્યાન પરાયણ થયા હતા.

**દેવી**—પછી, પછી?

**પ્રિયંવદા**—તે વખત ભયથી વ્યાકુળ થએલા મનવડે અને કંપાયમાન શરીરે જેણે સ્કંધબંધ શંકોચ કરેલો છે, તે મનોવેગે આકાશ માર્ગે મનુષ્યભાષા બોલતો થકો ત્રણ લોકને શરણે રાખનારા ત્યાં બેઠેલા સ્વામીના ચરણારવિન્દ વિષે એક પારેવો આવીને સંતાણો.

**દેવી**—આહા! ભય [૧]કલ્લોલ પ્રગટ થયાછે જેને તે કેવો થયો હશે? વારૂ, પછી, પછી?

**પ્રિયંવદા**—પછી જેમ સર્પની પછવાડે વેગે ગરૂડ આવતો હોયને! તેમ તેની પછવાડે અતી વેગે આવતો, પેટ જેનું ક્ષુધાવડે સુકાઈ ગયેલું છે અને ચપળ જેનાં નેત્રોછે એવો તે મારૂં ભક્ષ આપ, મારૂં ભક્ષ આપ એમ બોલતો એક શ્યેનપક્ષી આવ્યો એવું ક્રમેલકમુખા (વિદૂષક) ના મોઢેથી મેંતો સાંભળ્યું છે, ત્યાર પછી શું બન્યું હશે? તેની મને ખબર નથી.

**દેવી**—(ક્ષણમાત્ર ધ્યાન ધરીને) પ્રિયંવદા, હશ્યે! તે ઘણાને પાળનાર અને અનેક લોક જેનો આશ્રય કરે

---

૧ તરંગ અથવા લહેર.

છે એવા રાજકુળમાં આવીને પારેવો આર્ય પુત્રના ચરણ કમળમાં સંતાયો તે મને સારૂં લાગતું નથી!

**પ્રિયંવદા**–દેવી, યુકતછે, મારૂં મન પણ તેજ વિચારમાં ગોઠવાઈ ગયું છે. કારણ કે,

## शार्दूलविक्रीडित.

આ પારાવત શ્યેનનો ભયધરી આવ્યોછ તે શું હશે,?
કો વિદ્યાધર આપ રૂપ બદલી આવ્યો ખરે તે હશે;?
હે દેવી, અથવા પ્રભૂ મનતણી આવી પરિક્ષા કરે,
સ્વર્ગથી ઉતરયા ન ઓળખ પડે આવ્યા હશે દેવરે.? ૮૭

[દેવી પોતાની જમણી આંખ ફરકતી હોય એમ દેખાડીને આગળ ચાલે છેએટલામાં]

**મંત્રી**–(કળહંસ તથા કળકંઠ સહીત એકદમ આવીને) સ્વામિનિ, નિરભાગ્યનો શિરોમણી આ પુરૂષોત્તમ તમને પ્રણામ કરેછે.

**દેવી**–(અનાદર ભાવે)અમંગળ નાશ થાઓ, મંત્રી, એમ શું બોલોછો?

**મંત્રી**–દેવી, પરોપકારના વ્યસનથી ઘેલા થએલા સ્વામીની ચેષ્ટા જુવો!

[રાજા પોતાના એક હાથમાં છુરી અને બીજે હાથે ઝંઘા પકડીને ચીરેછે અને તેમાંથી માંસ કાપી કહાડે છે તે જોઇને]

**દેવી**–(સજળ નયને) અમાત્ય, આપણને આ અકસ્માત્ વજ્રપાત શો થયો?

**મંત્રી**–સ્વામિની,

## अनुष्टुप्.

હે ભામિની, જનો માહીં, યામિની વિપતી રૂપો;

મંત્રી વિચાર તેજેનો, નાશકર્ત્તા ખરે ભુપો. ૮૮

**દેવી**-(રાજા સામે જોઈને ખેદથી) હે સ્વામી

## वसन्ततिलकावृत्त.

રે, હાય! હાય!! કનક કામ સમાન અંગે,
શ્યા માટ કંપ કરવો? ખગના ઉમંગે;
શાન્તિ ક્ષુધાનિ કરવા પળશ્યેન કાજે,
રે, શું કસાઈ ઘરથી નથિ આવતું કે? ૮૯

વળી, (ગદગદ કંઠે)

## आर्यागीति.

અહહ! આર્ય, નિજ અંગે, કયમ ધ્રૂજોછો છુરી ધરી હાથ;
અમાત્યની આ વિનતી, અમાન્ય કરશો નહીં તમે નાથ. ૯૦

**રાજા**-(હસીને) દેવી,

## शार्दूलविक्रीडित.

સ્વેચ્છાથી અન પાન પોષણવડે જ્હો પુષ્ટ થાશે ખરૂં,
છે તોએ અશુચી અને સ્થિર નથી દેવી, જુવો પાધરૂં;
આત્માને ગુણનો કરેછ લય તે, સંસારમાંહી નકી,
જો ના થાય પરોપકાર તનને શું કામ આવે પછી? ૯૧

[એમ બોલતા પોતાની જંઘા કાપી માંસના કટકા
કાંટાના પલ્લામાં નાખેછે તે જોઇને]

**કળહંસ**-(સજળ નેત્રે) મિત્ર કળકંઠ, જો!

## शार्दूलविक्रीडित.

માયા દોષવડે મળેછ કુગતી, સાચી હશે કલ્પના,
જો! આ ભાર વિહંગનાથિ નમતું, પલ્લું કરે સુચના;
બીજામાં બહુ ભાર આમિષ છતાં, ઊંચું રહ્યુ દાખવે,

જાગે ભૂપતિ ઊંચ થાનક જશે, એવું સભામાં વદે. ૯૦
મંત્રી-(આંખે મોડે જોતો)

## માલિની.

બહુ ધિર ધરનારા, ભૂપના માંસ સામે,
કપટ ખગ તણું તે, તુલ્યતા ક્યાંથિ પામે;?
મુજ વચન ન માને, હાય! હું તે કરૂં શું.?
નૃપ પગ પળ કાપ્યે આ થશે શું? થશે શું? ૯૨
રાજા-(હર્ષથી મનમાં વિચાર કરીને)

## શાર્દૂલવિક્રીડિત.

આ પારાવત તોળતાં, મુજતણું જો માંસ ઓછું હશે,
તો આ દેહિ પરોપકાર કરવા ઇચ્છા પ્રમાણે થશે;
થાશે નાસ શરીર સીઘ્રપણથી, રે'વા નથી તે નકી,
આવા મંગળ કાર્યમાં ન અરપ્યે શ્યા કામ આવે પછી.? ૯૩

એમ બોલતો હાથમાંથી છુરી નાખીદઈને પોતે કાંટાના પલ્લામાં બેસે છે તે વખત મોટા ઉત્સાહથી મનરૂપી [1]બીલ્લમાં રહેલા સર્પરૂપી સ્વાસોના નિશંકપણે થતા [2]ફુત્કારથી નીકળેલા વિષ બિંદુવો સમાન અશ્રુના બિંદુવોવડે રચાએલા સૂત્રવિના મોતીના હારથી શોભાયમાન જેમના હૃદયો છે એવા અમાત્યાદિક સર્વે રાજાને—

## આર્યાગીતિ.

હે નૃપ, જગપીડાને, હરનારૂં છે 'આ' તન તેનાથી
ભૂમી ત્રાણો કરતાં, ખગ માટે વપુ ત્યાગ કરો શ્યાથી. ૯૪
વળી,

---

[1] રાફ, સર્પને રહેવાનું ઘર. [2] ફુંકાર.

પંખો રક્ષા કરવા, †પલ્લામાં જે ચડ્યા તમે આજ;
એમ *પલ્લે કુણ ચડશે, વસુન્ધરાનું ત્રાણ કરણ કાજ. ૯૫

**દેવી**–(રાજાના પગમાં માથું મુકીને નમ્રતાવડે)હા! આર્યપુત્ર, હા! ત્રણ ભુવનમાં એકમલ્લ, હા! રિપુરાજ હૃદયના શલ્ય, હા! કનક શિળા સમાન વક્ષસ્થળ, હા! ગજશુંઢ સમાન લાંબી ભુજા જુગલ્લ, હા! પૂર્ણિમા પૂર્ણ ચંદ્રવદન, હા! નીલ કમળ દળ નયન, હા! રૂપ રેખા હસિત મદન, હા! દેવ સુંદરીને દુર્લભ વદન, હા! હૃદય વલ્લભ, પરોપકારે તર્જીત શરીર, રણધીર, વીર હવે હું મંદ ભાગ્યવાળી કયાંથો જોઈશ?

[એ રીતે વિલાપ કરતી મુર્છા પામેછે તથી પ્રિયંવદા ધારિણી પુકાર કરીને ચંદનાદી લેપ કરી પંખા વડે શિતળ ઉપચારો કરેછે અને બીજી તરફ આકાશમાં ચારે તરફ વાગતાં દિવ્ય વાદીત્રો સાથે વારંવાર જયજય એવા શબ્દોના ઉચ્ચાર સાંભળીને સર્વે આનંદ પામે છે.]

---

## પ્રવેશ ૨ જો*

### સ્થળ

### પૌષધશાળાનુ આંગણું.

---

### પાત્ર*

પ્રથમ દેવ, બીજો દેવ, મંત્રી, રાજા, પ્રથમ વૈતાળિક, બીજો વૈતાળિક અને દેવી.

---

†ત્રાજવાનો એક તરફનો ભાગ. *છેડો, વસ્ત્રનો તેને પલ્લો કહેછે.

**પ્રથમ દેવ**—(અન્તરીક્ષે)

## अनुष्टुप्.

અંગે દુઃખ સહે મોટું, બીજાને સુખ આપવા;
તડકો આડ તાપેછે, છાયા પન્થિ શિરે થવા. ૯૬

**બીજો દેવ**—

સુવૃત્તી સુગુણો વાળા, પરદુઃખે દુખી ખરે!
શરીરે દુઃખ વેઠીને, રક્ષા બીજા તણી કરે. ૯૭

[પરોપકારના ધ્યાનમાં બેઠેલા રાજાને દેખીને સર્વ લોકો આશ્ચર્ય બતાવે છે એટલામાં.]

**મંત્રી**—(આકાશ સામું જોઈને) અહો!

## आर्यागीति.

અમરોના ખોળામાં, બેસી વધુવો કૌતુકથી જોતી;
નાખ્યા છે નિજ હાથો, કુચપર જ્યાંછે ખરા હારમોતી. ૯૮

વળી,

સવિતા શ્રેણી જેવી, વિમાન શ્રેણી થઈ રહી આજે;
નભ શોભા બ્હો પામ્યું, ઉત્તમ વાજાં દેવ તણાં વાગ્યે. ૯૯

વળી, (આકાશ સામે જોઈને)હાર, અર્ધહાર, કેયૂર, કર્ણપૂર, મુકુટ, કટક, (કડાં) તિલક અને કુંડળ ઈત્યાદી આભરણોની શ્રેણી વડે પૃથ્વીને જેણે વિવિધ રંગે કરેલી છે, એવા કર્ણો કર્ણી સાંભળેલી વાતો કરતા જાણે આ બે દેવો ઉતરતા હોય એમ દેખાયછે!

**દેવો**—(રાજાના મુસ્તક ઉપર પુષ્પની વૃષ્ટી કરીને) હે રાજન્, તમારો જયજયકાર થાવ—(એમ કહીને રાજાની પાસે બેસેછે).

**રાજા**—(સિંહાસન ઉપર બેઠેલો પોતાના શરીર

સામે જોઈને વિસ્મય પામીને વિચાર કરેછે. (મનમાં)

## आर्यागीति.

ગયાં પક્ષિ બે કયાં તે, આમિષ કયાં? ને અમરૌ બે કયાંથી?
પોતાના શરીર સામે જોઈને—
ગ્લાની થાવા જેવું, વપૂ હતું તે શ્રેષ્ટ થયું શ્યાથી? ૧૦૦
વળી (સભ્રમ)

## शार्दूल विक्रीडित.

સ્વપ્નુ છે? અથવા મને ભ્રમ થયો? કે રોગ નેત્રા વિષે??
કે આ ઇન્દ્ર તણી છ જાળ? અથવા આ જન્મ બીજે હશે
પાતાળે? અથવા [1]સુરાલય વિષે? કે અન્તરીક્ષે વશું?
કયાંછું?દ્રીપ બિજા વિષેછું? અથવા શું કામ કર્તા હસું? ૧૦૧
(કર સંપુટ વડે જેઓના મુસ્તક સોભેછે એવા બે દેવા)—

## अनुष्टुप्.

નિ:કલંક કળાવાળો, પડવેનો તું શશી ખરે;
હે ભૂપ, હાસ્યવાન્વિતે, ચિન્તા શું મનમાં કરે? ૧૦૨
અમારો ગર્વ શ્યા માટે, રે'વો જોવે? હવે ટળો;
ભય વિસ્મયવાળું છે, ચરિત્ર આમ સાંભળો! ૧૦૩

---

૧ સ્વર્ગ.

## शार्दूलविक्रीडित.

स्वप्नः किं मनसो भ्रमः किम थवा दोषोदयश्चक्षुषो,
राक्षी दस्ति किमिंद्रजाल मथवा जन्मान्तरं मे चतत्;
पाताले दिविचान्तरिक्ष भुवि वा द्वीपान्तरे चाथवा,
हंक्वास्मीति किमत्र चास्मि विदधत्कर्म प्रकारश्चकः १०१

(સર્વ સાવધાન થઇને સાંભળે છે.)

દેવો—

આજ સિંહાસને બેસી, શ્રીમાન ઈશાન વાશવે;
વિસ્મે થૈ હસિ સભ્યોને, પ્રત્યક્ષ એમ તે કહે. ૧૦૪

રાજા—(કૌતુકથી) શું?

દેવો—એવી રીતે કે,

## आर्यगीति.

ભૂમીમાં આ વખતે, ઇન્દ્રાદિકથી ચળે નહી તેવો;
દયાધાન શરણાને, શરણ્ય નથી કો વજ્રાયુધ જેવો. ૧૦૫

[રાજા લજ્યા પામીને નીચું જુવે છે અને બીજા લોકો રોમાન્ચિત થાય છે.]

મંત્રી—(હર્ષ અને આદરથી) પછી, પછી?

દેવો—તેવી વાર્તા સાંભળીને દેવતાઓ ઈર્ષાથી આવી રીતે વાદ કરવા લાગ્યા—

## स्त्रग्धरावृत्त.

બંધાણું સાત ધાતે તન જનતણું ને માંસ દ્રષ્ટીથિ જોતો,
કીડો છે ધાનનો તે મનુજ ભુવિ વિષે, કોણ છે માત્ર એતો;
ઈન્દ્રાદો દેવતાથી ચળિત નહિ થશે એમ આ સ્વામિ બોલે,
પાણી પૂરા વિષે શું પ્રભુ ધરમ હશે? સ્વામિ મિથ્યા શું તોળે.!! ૧૦૬

મંત્રી—પછી?

દેવો—

## अनुष्टुप्.

વાક્ય સ્વામીતણું આતો, ખોટું ખોટુંજ ખોટું છે;

ઉઠયા બન્ને અમો ત્યારે, સભા મધ્યે કહ્યું પછે. ૧૦૭
(સભામાં કહેલું કહેછે.)

અમારા સ્વામિછો દેવ, તેથી બોલો ભલે તમે; (પણ)
નર કીડાતણું ધૈર્ય, મુકાવીશું હવે અમે. ૧૦૮

પછીતો.

ઇન્દ્ર કોપી વધા ત્યારે, જાઓ ત્વરાથકી તમે;
આકાશેથી ચળે ધ્રુવ, (પણ) ધૈર્યથી તે નહીં ભમે. ૧૦૯

**મંત્રી**–(આનંદથી) પછી, પછી?

**દેવો**–એમ્?

## आर्यागीति.

ભૂમીપર આ ચાલ્યા, કરી પ્રતિજ્ઞા ધીરજ છોડાવા;
(રાજાનો બાહૂ પકડીને)
લેવા કાજ પરીક્ષા, હે ભૂપત, થૈ પક્ષિ અમે આવ્યા! ૧૧૦

વિહંગ મોટા થૈને, કરી પરીક્ષા અમે આજ ભૂપ;
દેખો ધીરજ મોટું, મટી વિહંગો થયા દેવ રૂપ. ૧૧૧

વળી,

## वसन्ततिलकावृत्त.

હે ભૂપતી ભુવન ભૂષણ ભૂમિકેરા,
આવેલ પ્રાણિ શરણે નિજ, રાખનારા;
વધારે શું કહિએ, (નમ્રતાથી હાથ જોડીને)
માફી કરો અમતણો અપરાધ કાંજે,–
સાધૂ વિષે કદિ જરાય ન ક્રોધ છાજે. ૧૧૨

**રાજા**–(હસીને) દેવો, એમ નહિ કારણ કે, તમે

આ વખત ધૈર્યની પરીક્ષાના ખાનાથી મારા ઉપર અનુ-ગ્રહ કર્યો છે.

**દેવો**-હે રાજન્, તમારા ઉપર અનુગ્રહ કરનાર ભગવાન્ તીર્થંકર દેવ છે અમે કોણ માત્ર? પણ દેવ, મુ-હૂર્ત્ત માત્ર અમારૂં એક વચન સાંભળો.

## शार्दूल विक्रीडितवृत्त·

[1]હાહા આદિક ગાયકે તુજ યશો, ગાયા સભાને વિષે,
જેમ તે કુમુદો ખિલ્યાંછ શિવજી અટ્ટાટ જાણે હશો!
એવા સ્વેત યશો સુણી ખુસ થવે નેત્રો હજારે વહે;
[2]ધારા યંત્ર સમાન આંશુ પડતાં, ઇન્દ્રાણિ ક્રીડા ગ્રહે. ૧૧૩

---

વળી,

કીર્તો શ્રી જગ રંગ મંડપ વિષે, નાચ્યાથિ થાકી પછી,
[3]દિગ્દન્તાવળ[4] કાન તાલ ગતિમાં દેવાથિ વેણી થકી;
છૂટી *મ્લાન *પ્રસૂન જેમ પડિયું, તેવો શશી આ દિશે,
ભાલે +સ્વેદ વળયાથિ બિંદુ નભમાં છાંટેલ, તારા હશે. ૧૧૪

વળી,

હે ન્યાયી, ભુવિના ‡ડવતંસ બહુ શું કે'વું અમારે હવે,?
તારી કીર્ત્તિ વસી *સુરાલય વિષે, થૈં ‡મત્ત લોટચે નભે;

---

૧ ગાન્ધર્વ. ૨ ફુવારાના ધારાની ગોડે ઇન્દ્રાણીના ક્રીડા ઘરવિષે ઇન્દ્રની આંખ્યોમાંથી તારા સ્વેત યશો સાંભળવે હર્ષથી આંશુ પડે છે. ૩ દિશાઓ. ૪ હાથિઓ. *નિર્માલ્ય અથવા કરમાએલું. * પુષ્પ. +પરશેવો. ‡છોગું. *સ્વર્ગ વિષે અને બીજી રીતે મદિરાના ઘરમાં વસ્યાથી. ‡ઉન્મત્ત થૈ આકાશે આળોટી.

જાણે શૃંગ મિષે [1]દુકૂળ પડિયું [2]ટાટંક જેવો શશી,
મોતી હારથકી પડયાથિ નભમાં છે જેમ તારા નકી. ૧૧૫

શત્રુને નાશકારક જેના ભુજા દંડ છે એવા હે રાજન્,

## आर्यागीति.

[3]ગંડથસ્ળ [4]દિગ્ગજના, તે છે [5]પલ્વળ ઝરંતા મદ જળથી;
[6]પંક થયોછે તેથી, [7]દિગમંડળમાં ક્રીડા જે કરતી. ૧૧૬
રિપુ છાતીમાં કીર્ત્તિ, પગ દઈ સિધ્ર સ્વર્ગ વિષે જાતે,
પગલું કાદવવાળું, ચંદ્ર ધરેછે કલંકના બ્હાને. ૧૧૭

**રાજા**–(લજ્યાથી સ્મિત કરીને) દેવો, હું અલ્પ મનુષ્યની આટલી મોટી વ્યર્થ સ્તુતી શ્યા માટે કરોછો?

**દેવો**–(રાજાના શરીર ઉપર હાથ ફેરવતા હસીને)

## शार्दूलविक्रीडित.

†સત્પાથોધિ તટે [8]પટીર તરૂની છાયા વિષે બેસીને,
ગાતી નાગ સુતા ગુણો તમતણા શું મૂઢ ગાશું અમે?
દેખીને શરણાગતે તમ દયા પ્રેમાશ્રુ નેત્રે ભરી,
સ્વાશો લે શિરને ધુણાવિ [9]સદમાં ગાતો સુરેનો §હરી. ૧૧૮

**રાજા**–(હસીને) દેવો, ભગવાન ઈશાન વાસવ જે

---

૧ વસ્ત્ર અથવા સાડી પડી હોય. ૨ ઝાલ કાનમાં પેહેરવાની. ૩ લમણા. ૪ દિશાઓરૂપી હાથી. ૫ તળાવ. ૬ કાદેવ અથવા ગારો. ૭ દીશાઓ રૂપી પ્રદેશમાં. †સમુદ્ર. ૮ ચંદન. ૯ સભામાં. §ઈંદ્ર.

નુ અનન્ય સામાન્ય ચિત્ત છે તે મારા વ્યર્થ ગુણની પણ સ્તુતી કરેછે? હાય!

## अनुष्टुप्.

અલ્પનું વર્ણન મોટું, સદા સજ્જન ઉચરે;
ખારો સિન્ધૂ છતાં જેમ, [1]પીયૂષ કવિયો કરે. ૧૧૯

**દેવો**–રાજન્, તમારૂં કહેવું અયુકત છે, કારણ કે નિર્મૂળ (ગુણ વિના) પ્રસિદ્ધિ હોતી નથી.

**રાજા**–હોય–

## आर्यागिती.

દેખતી આ લોકે, વ્યર્થ સ્તૂતી ઘણાતણી જેમ;
[2]ખદ્યોતપણુને કીટ, [3]બિલ્વો શ્રીફળ પણું ધરે તેમ. ૧૨૦

**દેવો**–(હસીને) રાજન, તું મહાત્મા છે, માટે પોતાની પ્રશંસાથી લજ્યા પામે છે, પણ ઉત્તરોત્તર વચન રચનાથી પરાજય પામતો નથી. કારણ કે–

## अनुष्टुप्.

આનંદે [4]કમળા તારા, [5]વક્ષસ્થળે નિવાશતી;
[6]સ્પર્ધાથી સેવતી જાણે તારૂં [7]આનન [8]ભારતી. ૧૨૧

રાજન્, વિશેષ તો શું? પણ–

ગુણ મંડળ તારાને, વિદ્વાનો કુણ જાણશે;

---

૧ અમૃત. ૨ સૂર્યનું નામ છે અને ચોમાસામાં ચમકતા પતંગિયાને પણ ખદ્યોત નામ આપ્યું છે. ૩ બીલીને શ્રીફળ નામ આપ્યું છે.

૪ લક્ષ્મી. ૫ હૃદયમાં. ૬ બરોબરી કરવા માટે. ૭ મુંખ. ૮ સરસ્વતી.

જીત્યા [1]કર્પૂર [2]કુન્દેન્દુ[3], વિસ્મે ઈશાન ઇન્દ્ર છે. ૧૨૨

[રાજા સીતવડે સંકોચ પામતા હોય એમ લજ્યા પામે છે અને અમાત્યાદી તેનો યશ સાંભળીને પુત્રોત્સવ જેવો હર્ષ પામે છે! તે વખત.]

(નેપથ્યમાં)

**પ્રથમ વૈતાળિક-**

## ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી.

હે નૃપતી, નિજ પ્રાણથકી 'આ' યાચક રક્ષા કરવો,
જગમાં તુજ ઉપકૃતી અપૂર્વ દેખી કૌતુક જેવી;
ભીજ્યુંછે ચિત જેનુ તેણે વેગે [4]પાદ સંકેલી,
ભેટયોછે જઇ અરૂણ વરૂણને ખબર આપવા વે'લી. ૧૨૩

**બીજો વૈતાળિક-**

## શાર્દૂલવિક્રીડિત.

ભાનૂ [5]લગ્નઘટી સમૂદ્રજળની કુંડી વિષે બૂડતાં,
પાણીની ભરતી તણા [6]રવ થતા જાણે મૃદંગવાગતા;
પંખી નાદ થતા મિષે દિગ વધૂ ગાતે ઉદે લક્ષ્મીનો,
અંગીકાર થવાજ [7]અંશુક નવાં ધારયાં શશીયે જુવો.! ૧૨૪

---

૧ કપૂર. ૨ મોગરાનાં ફુલો. ૩ ચંદ્રમા. ૪ પગ. ૫ લગ્નઘટી એટલે લગન સાધવા માટેની ઘડીયાળ પાણીમાં બુડનાર વાટકી તે રૂપી સૂર્ય. ૬ શબ્દ. ૭ વસ્ત્ર નવાં અને બીજી રીત અંશુક નામ કિરણ.

ચંદ્રમા ઉદે લક્ષ્મીને વરવા માટે જાણે નવાં વસ્ત્રો પહેરીને પંખીના ગાન મિષે દિશાઓરૂપી સ્ત્રીઓ ગાતી હોય એમ, અને બીજો અર્થ ઉદેલક્ષ્મીને પ્રકાશ કરવા નવાં કિરણો ધર્યાં હોય એમ.

**પ્રથમ વૈ૦—**

## માલિની.

કવચ્ય સમ કલંકે રૂપ જેનું પ્રકાશે,
[1]મનમથ [2]શાર ખેંચી ચંદ્રરૂપીજ [3]ચાપે;
ત્રણ જગ જય માટે, નાખિયાંછે અનંગે,
[4]કુસુમ શાર [5]નભે તે તારકા સ્વેત રંગે. ૧૨૫

**બીજા વૈ૦—**

## ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી.

ત્રિભુવનરૂપી વનમાં ક્રીડા કાંમ [6]કુંજરે કરતાં,
ખેદ થયાનો છેદ થવાને ચંદ્ર [7]સરે જઇ પડતાં;
છાંટા જળના ઉડ્યાછે તે તારા શોભા ધરતા,
લાંછન રૂપે દિશેછે તે છાયા [8]ભૃંગનિ ફરતાં. ૧૨૬

**પ્રથમ વૈતાળિક—**

## શાર્દૂલવિક્રીડિત.

જો! તું હે નૃપતી પ્રતીભટ રવી, નાસી ગયો ત્યારથી,
તારાના કરિ ફૂલ મંડપ રચ્યો, આકાશ જોતાં નકી;
ધારી હાથ કટારિ લાંછનરૂપી, આ મંડપે રાજતો,
પામીને જય ચંદ્રમા સુભટ જો! જાણે હશે નાચતો. ૧૨૭

**રાજા**—(કાન માંડીને પ્રસન્નતાવડે મંત્રીને) અમા—

---

૧ કામદેવ. ૨ બાણ. ૩ ધનુષે. ૪ પુષ્પનાં બાણો. ૫ આકાશે. ૬ હાથી. ૭ તળાવ, ચંદ્રરૂપીમાં. ૮ ભમરા. (હાથીના ગંડસ્થળે ઝરતો મદ પીનાર ભમરાઓ ઉડ્યા તેની છાયારૂપી કલંક દેખાયછે!

ર્ય, આ વૈનાળિકોને દશ હજાર તોલા સુવર્ણ આપો.

**મંત્રી**–(સીધ્રપણે હાથ જોડીને) જેવી આપની આજ્ઞા. (જાયછે).

**રાજા**–(સ્નેહથી દેવી પ્રત્યે) દેવી, તમે પણ અંતઃપુર વિષે જાઓ.

**દેવી**–(હાથ જોડીને) જેવી મહારાજની આજ્ઞા. (જાયછે).

**રાજા**–(આદરપુર્વક દેવોને) દેવો, આપના પવિત્ર ચરણકમળવડે સ્વર્ગને પવિત્ર કરો. અને હું પણ સન્ધ્યા કરવા જઊછું.

**દેવો**–(નમ્રતાથી) મહારાજ, અમે આપનો શું ઉપકાર કરીએ? પણ દેવ દર્શન અમોઘ છે, માટે કાંઈ વરદાન માગો.

**રાજા**–દેવો, હું ધર્મ વિષે તત્પર છું એટલે સર્વથા કૃતાર્થ છઊં પણ વિશેષે એવું બન્યું કે–

## शार्दुलविक्रीडित.

ઈશાનેન્દ્ર મુખેથિ કીર્ત્તિ કરવા જેવો હવે હું બન્યો,
ત્રાતા ભૂપ કુળો વિષે ગણતિમાં સંખ્યાંક પૂર્તો થયો;
આવું કૌતુક દેખવે સહુ હવે, આનંદ પામ્યા તમે,
આ બાનાથિ તમારૂ ત્રાણ થઈને, દેવો વિલોકયા અમે. ૧૨૮

**દેવો**–(રોમાન્ચસહ) હે દેવ, તોપણ આમ થાવ.

## स्त्रग्धरावृत्त.

પામો શ્રેયો જગે સૌ, વિપતિ દુર થજો સાધુલોકોત્સવેથી

પામો આનંદ સર્વે, જિનપતિ તવને પાપ નાશો ૧ભવેથી;
લોકો સોકો વિનાના, સકળ જગતમાં થાય જોતાં નરેન્દ્ર!
પામી કલ્યાણ રે'જે, અરિ કમળ વિષે જેમ તું બા-
ળચન્દ્ર!! ૧૨૯

(સર્વ ઊઠી જાયછે).




૧ સંસારમાંથી.

## હરિગીત.

ષટ તર્ક વિદ્યા જાણનારા, જ્ઞેય કર્તા જેહ છે,
ગુરૂ તેહ છે હરિભદ્રસૂરિ તાતનો શ્રુત દેવ છે;
કવિ બાળચંદ્ર શુ નામ તેણે પ્રાજ્ઞકર્ણો ભૂમિમાં,
ઢાળ્યું કનક આ નાટય વજ્રાયુધનું લ્યો ધ્યાનમાં. ૧

---

મુજ મિત્ર જે આ ગ્રન્થ નિરખી મોદ માને મનથકી,
દીર્ઘાયુ થાજો તેહ, પણ, ખળ દૂષિને કે'વું નથી;
ત્રણ જગતનુ કલ્યાણ થાવા લોક પ્રીતી પાળજો,
રે'તાં લગી રવિ ચંદ્રમા કવિ વાણિનો જય બહુ થજો. ૨

# શુદ્ધિપત્ર*

| પૃષ્ટ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧૦ | ૬ | [!] | [ \| ] |
| ૧૦ | ૧૦ | મૈં. | મે. |
| ૧૫ | ૧૪ | ચરણારવિંદ. | ચરણારવિંદ. |
| ૧૮ | ૧૭ | સમ્તીનો. | સમ્પતીનો. |
| ૧૮ | ૧૯ | ભૂવિ. | ભુવિ. |
| ૧૮ | ૨૦ | રૂપ. | રૂપ. |
| ૧૯ | ૬ | વિરન્ચિ. | વિરંચિ. |
| ૨૦ | ૧૨ | સિહાસન. | સિંહાસન. |
| ૨૭ | ૬ | રોમાન્ચિત. | રોમાંચિત. |
| ૩૫ | ૧૮ | દીપાજજન. | દીપાનુજન. |
| ૩૯ | ૧૧ | વાન્છિત. | વાઞ્છિત. |
| ૪૮ | ૨૫ | લાગેછ. | લાગેછે. |
| ૪૯ | ૧૯ | સ્વામીનો. | સ્વામિનીના. |
| ૫૨ | ૧૭ | તનને. | તનતે. |
| ૫૬ | ૧૧ | કર્તા. | કર્તો. |